# રમુજે હિકમતનુ

## ભાષાન્તર મૂળ.

ઉરદુ ભાષા ઉપરથી ગુજરાતીમાં

મેહેરબાન કાજી અબદુલ્લતીફની મદતથી.

**હકીમ**

તલકચંદ તારાચંદે સુધારો કર્યો.

મુ. પુના. તાબે નવાબ મીર કમાલુદીન હુશેન

ખાન શાહેબ બાહાદુર.



**સુરત મધે**

કીલ્લાંનો નામે અબદુલ્લા બેગવાળી હવેલીમાં

વિકટોરીઆ પ્રેસમાં ટેમુલજી બેહેરામજી

પ્રીન્ટરે છાપ્યું.

સને ૧૮૮૪ સંવત ૧૯૪૦

કીંમત એક રૂપીયો.

२३०७

# રમુજે હિકમતનુ

## ભાષાન્તર મૂળ.

ઉરદુ ભાષા ઉપરથી ગુજરાતીમાં

મેહેરબાન કાજી અબદુલ્લતીફ નિ મદતથી.

**હકીમ**

**તલકચંદ તારાચંદે સુધારો કર્યો.**

મુ. પુના. તાબે નવાબ મીર કમાલુદીન હુશેન

ખાન શાહબ બાહાદુર.




**સુરત મધે**

કીલ્લાંની સામે અબદુલ્લા બેગવાળી હવેલીમાં

વિકટોરીયા પ્રેસમાં ટેમુલજી બેહેરામજી

પ્રીન્ટરે છાપ્યું.

સને ૧૮૮૪ સંવત ૧૯૪૦

# મંગલા ચરણ.



જગતની અંતા જે પ્રભુ, શકળ શ્રૃષ્ટી રચનાર;
તે પ્રભુને ચરણે નમી, પ્રણમુ વાર હજાર.
અજર અમર મહીમાં મહત્, બુધી બલદાતાર;
કરૂણાકરો કૃપાનીધે, મુજને તુજ આધાર.

## દોહરા

રમુજ સુણી દીલ ખુશ રહે, રમુજ પડે જ્યાં ખુબ;
રમુજ રમુજ હીકમત તણી, વાંચો મુજમેહ બુખ.
દમ હરદમ ગમ દુર કર, ધર દીલ ધીર અપાર;
ખટપટને ઝટપટ તજી, શાર શાર ઉરધાર.
શેર કરો ગુલબાગની, ગુલ બુલબુલ બુસ્તાન;
રમુજ જેમ ત્યા ત્યમ અહી, તલકચંદ દીલજાન.

# અર્પણ પત્રીકા.

## છપ્પો.

શ્રી શરકાર નવાબ, વાશ વટપત્તન માંહીં;
ઘોર ચોરનો શોર, દીશે નહી જગમાં ક્યાંહીં.
માહા દયાળુ ધીર, શહીં સુરવીર શમાજે;
સ્વતંત્રતાનુ છત્ર, શદા શીશપર બીરાજે.
ગુણશાગર ઉદાર છો, અધીપતિ પુણા ગામનાં;
પુસ્તક આ અર્પણ કરૂં, અમર રહે તુજ નામનાં.

## ઓમ્ સર્વાત્મનેનમઃ

### પ્રસ્તાવના.

હજારો હજાર પ્રણામ તે પરમેશ્વરને કે જેણે પોતાની અપાર શકિત તથા અનંત ઐશ્વર્યતાને પવિત્ર અંતઃકરણ વડે વિચીત્ર સૃષ્ટીની અનુપમ રચના કરી અને પરમ કૃપા દ્રષ્ટિથી શર્વથી શ્રેષ્ટ જ્ઞાન વિજ્ઞાન ન્યાય તર્ક અને શાહીત્યની બક્ષસીશ કરી શર્વ શૃષ્ટિજંન્ય વસ્તુનો યોગ્ય રીતે ઉપભોગ કરવાની આજ્ઞા મનુષ્યને આપી તે પ્રભુને હું ડંડવત્ પ્રણામ કરૂ છઉ કે હે પ્રભુ શર્વ સ્થળે સુભ કામમાં તું માંરૂ રક્ષણ કર.

અને પુર્ણ પ્રેમ શહીત શદ્બોધ દાતા શ્રી શત્યગુરૂનુ ધ્યાન હૃદયમાં ધરી પ્રણામ કરૂ છઉ કે જેણે અજ્ઞાન રૂપ અંધકારમાં મોહાંધ નાગપાશે બંધાતો દેખી અત્યંત કૃપા દ્રષ્ટિથી સુભ માર્ગનુ અવલોકન કરાવ્યું.

હે શદ્ગ્રહસ્થો આ "રમુજે હીકમત" નામનુ પુસ્તક આપને દ્રષ્ટી ગોચર થવા આપ શાહેબોની શનીધ મુકતાં પેહેલા કેટલીએક ઇતીહાશીક તવારીખ પ્રગટ કરવાની જરૂર છે.

આ પુસ્તકની પ્રથમ રચનાં હકીમ બુકરાત યુનાનીએ અરબીભાષામાં કરેલી ત્યાર બાદ યુનાની હકીમોએ પોતપોતાની અકલમંદીથી તેમાં સુધારો તથા વધારો કરી તેનું ઉરદુ ભાષામાં ભાશાંતર કરેલું. તે ભાશાંતરનુ પુસ્તક શ્રી લખનોરમાં મુનશી નવલ કીશોરે પોતાના શીલા છાપમાં છાપી બાહાર પાડેલુ; તે પુસ્તક માં'રી દ્રષ્ટી ગોચર થવાથી અને તે'માં લખેલી

વસ્તુઓની સત્યતાનો અનુભવ થવાથી કેટલાક મારા શહ્રમીત્રોને તે પુસ્તક વાંચી શંભલાવ્યું પણ તે ઉરદુ ભાષામાં હોવાથી શર્વ તે'નો લાભ લેવાને અશક્ય થયા તત્રાપી તે શાહેબોએ ઘણા આગ્રહથી ફરમાશ કરીકે એ'વા અલૌકીક પુસ્તકનુ ગુજરાતી ભાષાન્તર અવસ્ય થવુ જોઇએ જેથી ગુર્જર વાણીનાં અલંકાર નીવૃદ્ધી થાય. એહવો નિશ્ચય થવાથી મેં ભાષાન્તરનુ કામ શરૂ કર્યું પણ ઉર્દુ ભાષામાં કેટલાક અરબી ભાષાના શબ્દો હોવાથી તથા કેટલાક ગુઢાર્થ હોવાથી ભાષાન્તર અટકી પડવાનો શંભવ થયો પણ કશએ શાવલીના કાજી નશીરૂદીન શાહેબના પુત્ર કાજી અબદુલ્લતીફના પરીશ્રમથી આમહત્ કાર્યનો ઘણીજ ત્વારાથી અંત આવ્યો માટે હુ કાજી શાહેબનો અત્યંત આભાર માનુ છુ. ભાષાંતર કરતી વખતે જેટલા શબ્દોનુ ગુજરાતી નામ ન જડ્યુ અથવા ગુજરાતી ભાષામાં ગોઠવતાં વાક્ય વીરોધ થવાનો શંભવ આવ્યો તેટલા શબ્દોને મુળ પ્રમાણેજ લખવા પડયા છે. પણ પાછલથી બીજા કોશોના પુસ્તકો મલી આવવાથી તે શબ્દોનો શબ્દાર્થ કોશ કરી શાહેબોની હજુરમાં ધર્યો છે. તેમ છતાં કેટ-લાક શબ્દોનુ ગુજરાતી ભાષામાં નામજ ન હોવાથી મુલ પ્રમા-ણેજ લખવાની ફરજ પડી છે તે પંડીત પુરૂશોયે ક્ષમા કરવી.

આ પુસ્તકનું "રમુજે હીકમત" એ'વું નામ આપવાનુ મુખ્ય કારણ એટલુંજ છે કે જેમ કોઈ માણશ બાગ બગીચાની શેલ કરવા જાય ને ત્યાંની વીચિત્ર રચનાનુ અવલોકન કરે જેથી પોતાના મનમાં એમજ માને કે આજ તો ખરીજ રમુજ પડી તેમજ આ પુસ્તકમાં પણ દશ રમુજનો શમાવેસ કરવામાં આવ્યો છે.

૧ પેહેલી રમુજમાં રોગના થવાથી જે માણશનું મોત

થાય અથવા રોગ જાહેર ન થાય ને અકસ્માત મોત થાય તેનુ બીઆન લખવામાં આવેલું છે.

૨ બીજી રમુજમાં રોગીના થોડાએક રોગોને શરૂથવાની નીશાની લખી છે જેથી શાધ્યાશાધ્યનુ જ્ઞાન થાય.

૩ ત્રીજી રમુજમાં આગળથી નીશાની માલમ પડતાં વરતાય કે કયો રોગ પેદા થશે ને તે રોગપર ચાંપતા ઉપાય લેવાને કઇ દવાની ફરજ છે તેના વીસ્તાર શહીત ખુલાશો કર્યો છે.

૪ ચોથી રમુજમાં એહેવી અજાયેબ બાબતનુ બીયાન કરવામાં આવ્યું છે કે રોગીને એક રોગ પેદા થવાથી બીજો રોગ શારોજ થઈ જાય તેનુ વીસ્તાર શહીત લખાણ કરવામાં આવ્યું છે.

૫ પાંચમી રમુજ એવી છે કે તેમા તો ફકત મોતનુજ બીઆન કરવામાં આવ્યુ છે તે એ'વી રીતી કે કયો રોગી કેટલા દીવશમાં મરશે અને તેમા બે ભાગ છે એક ભાગમાં હકીમ બુકરાત યુનાનીની લખેલી પચાંશ અલામતનુ બીઆન છે ને બીજા ભાગમાં બાકીના હકીમોની અકલ તથા અનુભવથી લખાયેલી નીશાનીયોનુ બીઆન છે અને તેની પાછલ હીંદુસાસ્ત્ર પ્રમાણે રોગીનાં મોતની નીશાની ઘણીજ લંબાણથી લખવામાં આવી છે.

૬ છઠી રમુજમાં હકીમ બુકરાત યુનાની તથા બીજા હકીમોએ પોતપોતાની કીતાબોમાં રોગીનાં માથાથી તે પગ સુધીના ઠેકાણે ઠેકાણેના થતાં દરદો અને તે વીશે શાધ્યા શાધ્ય વીચારની હકીકત વીસ્તાર શહીત લખી છે.

૭ શાતમી રમુજમાં યુનાની હકીમોની કીતાબો તથા આર્યાવર્તીય રૂશીમુની કૃત આર્ષ ગ્રંથોને અનુશાર ઘણાજ વિ-

સ્તાર શાહીત નાડી પરીક્ષાનુ બીઆન લખ્યું છે.

૮ આઠમી રમુજમાં નાડી પરીક્ષા કર્યા બાદ વૈદાને મુત્ર પરીક્ષા અવસ્ય કરવી જોઇએ તેનો વીસ્તાર શાહીત ખુલાશો કર્યો છે.

૯ નવમી રમુજમાં ઘણીજ અગત્યની બાબત જે "બહેરાન" તેનુ બ્યાન છે બહેરાનના રીશાલામાં બરાબર ધ્યાન રાખે તો તે રોગીની ચીકીત્સા કરવામાં કોઇ દીવશ નીસ્ફલ ન થાય અને તે વૈદને શાધ્યાશાધ્યનુ જ્ઞાન અને મોતનો વખત સ્પષ્ટ માલમ પડે.

૧૦ દશામી રમુજમાં મુગલાઇ દવાઓ જેમાં કોઇ પણ રશાયણ નથી અને વલી ખરી રમુજની વાત છે કે ઉર્દુ ભાષામાં કવીતા છે તેથી તે દવાઓ મોં ઉપર યાદ પણ રહીશકે અને શેજ દવામાં મોટા રોગોનો નાશ થાય જેથી વૈદાને યશની પ્રાપ્તી થાય.

એ પ્રમાણે હમારા પુસ્તક રૂપી બાગની વીચીત્ર રચનાની શેલ જે પુરૂશ કરશે તેનુ આરોગ્યતા રૂપીપવનની ઠંડી લેહેરથી શારીર દ્દઢ થશે અને વીવીધ પ્રકારની રમુજોના જોવાથી શદા શર્વદા આનંદમાંજ રહેશે.

આ પુસ્તક છપાવતાં પ્રૂફ વગેરે તપાસવાનુ કામ ઘણીજ ચોકશીથી કરવામાં આવ્યુ છે. તોપણ મનુષ્ય શર્વથાં ભુલથીજ ભરેલું છે; માટે મારી દ્રષ્ટી ચુકથી કોઇપણ ભુલ રહી હોય તો પ્રીય પાઠકવર્ગે કૃપાકરી શંભાલી સુધારીને વાચવી એહેવી મા'રી સર્વ ભ્રાતૃ ગણોને નમ્રતા પુર્વક વિનંતી છે. તથાસ્તુ.

(સહી) **હકીમ શા૦ તલકચંદ તારાચંદ.**

**મંત્રી આર્યસમાજ. પુણા.**

# અનુક્રમણિકા.

# ॥ રમુજે હીકમત. ॥

## રમુજ પેહેલી.

॥ એહમાં રોગની હાલતમાં જે રોગી મરે ॥
॥ છે તેના કઉવતનુ બીઆન તથા વગર ॥
॥ રોગ જાહેર થએ જે માણશ મરે છે ॥
॥ તેના કારણનુ બીઆન છે. ॥

રોગની હાલતમાં જે માણશ મરે છે તે બરાબર પ્રકૃતીના બીગડાથી અથવા પ્રકૃતીના ફરવાથી યા તેની "રૂહ" હેવાનીનુ માણશનાં અંગમાંથી કવતનુ ઘટી જવું એ કારણથી માણશને મોતનું કારણ થાય છે. એ કારણ ચાર તરેહપર છે.

૧ લું—ભય તથા હરખ તથા શોક તથા ચોટના લાગવાથી એ કારણથી મોતનો શબબ થાએ છે.

૨ જું—હાલતશમાનીઆ એટલે ગરમીને શરદી, ખુશકીને તરી, શરદીને ખુશકી, ગરમીને ખુશકી, શરદીને તરી, ગરમીને તરી, એમાંથી કોઇપિણ બાબતનું દીલપર જોર થવાથી મોતનો શબબ થાએ છે.

૩ જું—બાહારથી શમાનીઆની કેફીઅતનું જાહેર થવું મોતનો શબબ થાએ છે.

૪ થું—દમનું એકદમ જારી થવુ અથવા બંધ થઇ જવું મોતનું મોં દખાડે છે. પણ એ વાત ઘણું કરીને શરશા

મ અને શીના (છાતીના) દરદમાં જોવામાં આવે છે. માટે શરશામવાલાને ચતા સુવાને મના કર્યું છે, અને તેનો હલક પણ તર રાખે છે. હલક સુકાવાથી બહુ ડરે છે. કેમકે ઘણા શરશામવાલા એવી રીતે મરે છે. એ ઉપરના ચાર કારણથી મોતનો શબબ થાએ છે. ને મોત થોડી કઉવતથી થાએ છે તે તેની ખોરાકની વધઘટ ઉપરથી જાણવું.

---

॥ હર મરજમાં તેના ચાર વખત ની ॥
॥ મેલા છે તેનુ બીયાન. ॥

૧ લું—ઈબિતીદાઃ એટલે રોગનું શરૂ થવું.

૨ જું—તેજાયદઃ એટલે જયારે વધારો થતો જાય.

૩ જું—ઈન્તિહાઃ કે જયારે વધી ચુકો.

૪ થું—અનહતાત કે રોગનુ ઘટતા જવું. હવે પેહલામાં મોતનું કારણ ઘણું અકાલ ગણાએ છે. એહવા ઘણાએ મરે છે. બીજામાં ખુનાકથી એટલે એકદમ ગલુ બંધ થઇ જવાથી મોત આવે છે. તીજામાં પોતાની તબીઅત ઉપર રોગના જાહેર થવાથી રોગી આજીજ થાએ છે ને મરે છે. જેયું કે મોતનો વખત નજીક છે એવું શર્વેના જોવામાં આવે છે. ચોથુ અફાકુતલ મોત કે મરીજને જોનારા શહુના મનમાં આવે કે રોગી મરશે ને મરીજનુ દીલ હાલતુ બંધ થાએ છે, નાડી પણ ધીમી ચાલે છે, ને હકીમો પણ નાડીની હાલત દેખીને આશા મુકે છે. પણ તેના ચેહેરાપર જરા તેજ માલમ પડે છે પણ એહવા વખતમાં કોઇ માણશે તે રોગી પાશે બેસી રડવું નહીં જોઇએ કેમકે એવા માણશને શારૂ થવામાં કઇ અજાયબ નથી કારણ કે

એવું ઘણા ઝાડા તથા ઘણા લોહીના નીકલવાથી તથા ઘણી ઉલટીનાં થવાથી થાએ છે માટે તે માણસ ભાગ્યેજ મરે ને ફકત કંઇ રોગથીજ થયુ હોએ તો તો મરશેજ. એ સઘળી વાત મરીજની બીમારીની હાલતમાં મોતનાં શબબનું જાહેર થવા માટે બતલાવેલું છે તે સમજવું.

---

॥ હવે મોત ફેજા એટલે મુર્ગ નાગહાની ॥

॥ યાને અકાલ મોતનુ કારણ બતાવે છે. ॥

દીલમાંથી રૂહ હેવાનીનું નીકલી જવું. અથવા શીમીઆથી અથવા કલેજામાંથી એકદમ ખુનના નીકલી જવાથી અથવા ડર અને દીલગીરી અથવા ખુશીથી તથા લાચારીથી અથવા દીલની તરફ બુખારના જવાથી એકદમ મોતનો શબબ પડે છે.

---

## રમુજ બીજી.

॥ એહમાં મરીજના થોડાએક મરીજોની ॥

॥ શારૂ થવાની નીશાનો છે તે લખી છે. ॥

મરજનું દુર થવુ મરીજને શારા થવાની નીશાની છે. એના બહુ કારણ છે પણ પુસ્તકનું ઘણું લંબાણ થવાના સબબથી તેનુ ટુકાણમાં બ્યાન લખ્યું છે તે નીચે પ્રમાણે છેઃ—

મરીજના કઉવતનુ કાએમ રહેવું. સ્વાસ લેવામાં હરકતનુ નહીં પડવું. તે હંમેસના સ્વાસ પ્રમાણેજ ચાલતો દેખાએ. પગ ઉપર માથુ મુકીને સુવે અથવા પાસુંવાલીને સુવાથી પણ કંઇ હરકત થાએ નહી ને ઉઠવા બેશવામાં પણ દુખ ન થાય. એને અલામત મેમુદા એટલે શારા થવાની નીશાની કહે

છે. એહવા વખતમાં એહતલામ એટલે સ્વપનામાં ધાતનું જવું, સુવામાં ઉંઘનુ માફ્કશર આવવું, મગજના કવતનુ બરાબર રહેવુ યાને બોલવા ચાલવાથી ન ગભરાવુ તે મરીજની શારી હાલત ઉપર ધ્યાન રાખવુ કે કેવો મીજાજ હતો, વારતા ઉપર મન થાય, ચેહેરા ઉપર ખુસી માલમ પડે, ખાધેલું હજમ થાય, પેટની નશોમાં પાણી બોલે નહીં એ સઘલી નીશાની અલામત મેમુદા એટલે શારૂ થવાની છે. રંગ ઢંગનુ સીકલ અસલી પરમાણે દુરસ્ત રહેવું, કોઇ ચીજની તરફ જોવુ અથવા મંન કરવુ શારૂ થવાની નીશાની છે. મરીજનું એક હાલથી બીજા હાલપર જવુ ને તરત પાછા પોતાની હાલતપર આવવું શારૂ થવાની નીશાની છે. દરદીને માથામાં દરદ હોએ ને છીક નહીં આવે તો સારૂ થવાનો વાર છે. હવાનુ ભારે થવુ ને જો મરીજાને ગભરાવે નહીં તો થોડે દાહાડે શારૂ થવાની નીશાની છે. ઈનકીલા એટલે પેઠમાં મલનુ બંધાવુ ને શરીરનુ થોડુ ગરમ થવુ શારા થવાની નીશાની છે. તાવમાં હોઠને કાન ઉપર શોજો હોએ ફોલીઓ તથા ખુજલીનુ થવુ થુકનુ પાતલુ પડીને પછી ઠરી જઈ જાડા થવુ પેશાબ અને જાહાડાનુ આદત પરમાણે થવુ એ અલામાત મેમુદા એટલે શારા થવાની નીશાની છે એમાં ખોરાક શારો ન મલે ને બદ પરેજી કરે તો હાલ રદી છે. તાવમાં બહુ પાણીનુ પીવુ અને લોહીનુ બીગડવુ ગાંડા થવાની દેશત છે. ગલાની બાહાર શોજાનુ જાહેર થવુ શરશામ વાલાને હરશાના રોગનુ થવુ એ માદાનુ કવત જવાની નીશાની છે. છાતીના કુટવાથી અથવા ઈદ્રીને હાથેવતી મશલવાથી અને ખાઠા હોડકારના આવવાથી એહવુ તાવ વાલા માણશને થાએ તો ઘણે દહાડે શારૂ થવાની નીશાની છે.

---

# રમુજ તીજી.

॥ એહેમાં એવી અલામત છે કે જેથી કયો રોગ પેદા થશે તેની ॥
॥ નીશાની તે તથા તેના શાધારણ ઈલાજ છે તેથી ગાફેલ રહેવુ ॥
॥ કમાલ બેવકુફી ભરેલુછે. આગળના કોષ્ટકમા ત્રણ ખાનાછે ॥
॥ તેમાં પેહેલામાં જે રોગ પેદા થવાનુ કારણ છે. બીજામાં કયો ॥
॥ રોગ જાહેર થશે. તીજામાં તેનો ઈલાજ છે. ॥

| નં. | તબીઅતનુ બીઆન. | કયો રોગ પેદા થશે. | શું દવા કરવી તેનુ બીઆન. |
|---|---|---|---|
| ૧ | ભોજનની આદતનુ બદલાઇ જવું. | માંદા પડવાની નીશાની છે. | તે વખત તબીઅત સુધારવાની તદબીર કરવી જરૂર છે. |
| ૨ | હંમેસા ખફગાનનુ રહેવું. | મોતની નીશાની છે. | શરબત નીલોફર તથા સુખડનુ શરબત ઈસ્તેમાલ કરે. |
| ૩ | રાતમાં ઘભરાઇને ઊંઘમાંથી ઉઠવું. | ફેફ્રૂ થવાની નીશાની છે. | પીત બેસે એહવો ઈલાજ કરવો. |
| ૪ | અંગનુ ગમે ત્યાંથી ઘણુ ફડકવું. | તાણ અથવા બેચ થવાની નીશાની છે. | કફ બેસે એહવો ઈલાજ કરવો. |

| | | |
|---|---|---|
| ૫ ઝાડાનુ શફેદ અથવા રંગ બે રંગી આવવું. | કમલો થવાની નીશાની છે. | પેટમાં ભુખ લાગે એવો ઇલાજ કરવો. |
| ૬ ઘણુ સુસ્ત રેહવું કામકાજ સુજ પડે નહીં એવું ઘણા દીવશ સુધી રેહવું. | તાણ થવાની નીશાની છે. | કફ કપાએ તથા ઝાડો થાએ એવો ઇલાજ કરે. |
| ૭ તમામ શાધાનું સ્તબ્ધ થવું. | ફાલેજ થવાની નીશાની છે. | મશલવું તથા તરીમીજાજની દવા કરવી ને મગજ તર રખવો. |
| ૮ ચેરો તથા આંખની લાલાશ તથા આંખમાંથી પાણાનું વેહેવું. | શરશામ થવાની નીશાની છે. | લોહી શાફ કરવાનો ઇલાજ. |
| ૯ હંમેશા અફશોશમાં રેહેવું. | માલી ખોલીઆની નીશાની છે. | એકલા બેશવું નહીં દીલ ખુશ રાખવુ શારી ગંમત કરવી. |
| ૧૦ ચેરાની લાલાશ તથા લીલો રંગ થવો ને આંખનુ ગોલ થવું. | વાત રગતરોગ થવાની નીશાની છે. | લોહી શાફ કરવાનો ઇલાજ છે. |
| ૧૧ માથુ તથા મોં તથા આંખ લાલશપર ને માથાનુ દુખવું આંખમાંથી પાણી વેહવું. | શરશામ થવાની નીશાની છે. | મગજમાં તરી થાએ ને પેટમાં ભુખ ઉપડે એવો ઇલાજ કરે. |
| ૧૨ ઝાડામાં મલનુ પડવુ ને પેટમા દર- | જામર અથવા આંખમા પાણી ઉ- | મગજમાં તાકત આંખે તેજ ખુ- |

| | | | |
|---|---|---|---|
| | દનુ રેવુ હંમેશા આંખમાં જાજવાનુ બલવુ ને ચકરનુ આવવું આંખે. | તરવાની નીશાની છે. | ખારને દુર કરે ને કફને કાપે એવી દવા કરે. |
| ૧૩ | બહુ પરશેવો થવાથી બદનનુ ભારે થવુ. | શકતાની-નીશાની છે. | જુલાબ લેવો બદન પાક રાખવુ શાફ રેહવુ. |
| ૧૪ | મોં તથા હાથ ઉપર લીલાશનુ જાહેર થવુ. | જીરણ તાવની નીશાની છે. | પેટમાં ભુખ ઉપડે એવો ઇલાજ કરે. |
| ૧૫ | ભુખનુ કમી થવુ ખાવામાં અરૂચી થવી. | માદા પડવાની નીશાની છે. | ખટાશ મલેલી દવા શાથે હલકા જુલાબ ખાએ પરેજ શકત રાખે. |
| ૧૬ | કમરની ઉપર નીચે ભારનુ થવુ. | ગુરદાના દરદની નીશાની છે. | જુલાબ શાથે ભુખ ઉપડે એહવો ઇલાજ કરવો. |
| ૧૭ | પેશાબનુ ગરમ આવવું. | અંદર ચાંદી પડવાની નીશાની છે. | જ્યાં ગરમી શરદી હોએ એહવો ઇલાજ કરે. |
| ૧૮ | ઓઠ અને આંખનુ ઘણુજ ફડકવું. | લખવાની નીશાની છે. | ગરમ પાણીથી શેકવુ ગરમ દવાનો લેપ કફ કપાએ એવો ઇલાજ કરે. |
| ૧૯ | ઝાડો અગની શાથે મલેલો આવે એટલે ઉનો આવે. | મરડો થવાની નીશાની છે. | ઠંડી દવા કરવી ખટાશથી શખત પરેજી કરવી. |

| | | | |
|---|---|---|---|
| ૨૦ | ઝાડાની જગોએ ખુજલીનુ થવુ. | હરસ થવાની નીશાની છે. | તુખમે કુંતાનના તેલની માલીશ કરે એટલે મશલે. |
| ૨૧ | અંગપર જખમનુ લાગવું. | અંગ દુખલુ થવાની નીશાની છે. | ખુનશાફ થાએ એહવી દવા કરે. |
| ૨૨ | દરાજનુ અંગપર થવુ. | ધોલા કોડ થવાની નીશાની છે. | શોમલખાર ગુલાબ શાથે ઘશીને લગાવે જલદી શાફ થાએ. |
| ૨૩ | બેહકબીએદથી. | કોડ પેદા થવાની નીશાની છે. | અઇઆરજ લોગાજીઆ વાપરવી. |
| ૨૪ | પેશાબની ધારમાં પેશાબની પેઠે જોશનુ મારવું. | સુદા પેદા થવાની તથા ઝાડામાં ગાઠા પડવાની નીશાની છે. | દીલને તાકત આવે એવી દવા કરવી. |
| ૨૫ | હુમલમાં અડકાવનુ દેખાવું. | ગરભ પડવાની નીશાની છે. | એ લોહી બંધ થાએ એવી દવા કરે. |
| ૨૬ | નજલો તથા શલેખમનુ જાહર થવુ. | જામર થશે અથવા જાતળરીની નીશાની છે. | શરબત નીલોફર તથા બનફશા તથા બેહીદાનાનુ શરબત પીએ. |
| ૨૭ | પસીનામાં તથા પેશાબમાં ગંધ ઘણી આવે. | હીમાયત ગુશાનો ડર છે. | ઝાડો શાફ આવે એહવી દવા કરે. |
| ૨૮ | ઝાડો શફરાવીવાલાને અગન શાથે પેશાબ આવે. | સીનાપર જખમ પડવાની નીશાની છે. | તરીચીજની ઇસ્તેમાલ કરે. |
| ૨૯ | મરજ શોદાદીનુ જાહેર થવુ. | શકતા, ફાલેજ, જનુન, અને રતાધળાની નીશાની છે. | ખુશકીને મટાવે એહવી દવા કરે. |

| | | | |
|---|---|---|---|
| ૩૦ | ખાટા ઓડકારનુ આવવું. | જાતુલજમ થવાની નીશાની છે. | ખાધુ પચે એહેવી દવા કરે. |
| ૩૧ | હંમેશા મોહોડું સુકુ રહે. | જુલાબ આપવામાં ડર છે. | કાથો એલચી વાશકપુર જીણા ચણાનું મંજન કરે. |
| ૩૨ | પેશાબમાં રેતીનુ આવવું ને પેશાબ કરા પછી દખાવું. | મશાના થવાની નીશાની છે. | ગલીચ ચીજથી પરેજ કરે હંમેશ જુલાબ લેવો જવખાર વાપરવો. |

# રમુજ ચોથી.

॥ એમા અલામત અજાયબનુ બીઆન ॥
॥ છે કે એક મરીજને એક રોગના પેદા ॥
॥ થવાથી બીજો રોગ શારો થાએ તેનુ ॥
॥ બ્યાન છે. ॥

તપહાદામાં અગામણનુ થવુ બેહરાપણને ખુવે છે. બેહરાપણમાં ઝાડાનુ થવુ પણ બેહરાપણને ખુવે છે. ભારે તાવમાં તાણ રતબને ખુવે છે. ભારે દરદમાં આંખ નાકમાંથી પાણી તથા કાનમાંથી મેલનુ જારી થવુ, શુદાને ખુવે છે. ગાંડાપણુ, વેહમ તથા માલીખોલીઆના દરદને હરશ ખુવે છે. મદ, અતશા એટલે તરશને ખુવે છે. છાતીના શોજો મજમનેના દરદને ખોએ છે. ઈસિતીશકાના દરદને કફનો ઝાડો ખુવે છે: દારૂદ, શાલાવ, શાલબને હુદુશાદવાલી દુર કરે છે, તાવ અને બેહરાપણને પેટનાં ઝાડા દુર કરે છે. દરદશારા, શેફ, શોજો, એને હમીહારા ખુવે છે. દરદ શારશાફ જે કે છાતીનાં શોજાથી હોએ તો હમીહારાથી મટે છે. દરદ શારીન, દરદ રહેમ, દરદ ગુરદા ઝાડાની જગા ફાટવાથી અથવા પશીનો થવાથી મટે છે. શદાને રૂબે ખુવે છે. દરદ શોદા તથા દરદ ખુશક તથા તર ને ખારશ રૂબે મટાવે છે. દમલને મજમલના દરદ ઝાડાથી શારા થાએ છે. બહુ છીકને બહુ હીચકી મલીને એહતલાઇને ખુવે છે. એ પ્રમાણે એક દરદથી બીજુ દરદ શારૂ થાએ એવા ઘણા પ્રમાણ છે પણ ગ્રંથનો વીસ્તાર થવાને લીધે ટુકામાં બ્યાન કરવામાં આવ્યું છે.



# રમુજ પાંચમી.

॥ એમાં ઇલામત રદી લખી છે. એટલે ॥
॥ મરીજની બદહાલી અને મોતનુ ની- ॥
॥ શાન બતલાવેલું છે. ॥

એહેમા બે મુતલબ છે. પેહેલામાં એ અલામતનુ બી- આન છે કે જેને હકીમ બુકરાત યુનાની લખીને પોતાની શાથે કબરમાં લઈ ગયો હતો ને તે માલમ થયા પછી નીકલીને તેનો અરબીભાશામાં તરજુમો કર્યો હતો તેનુ નામ રીશાલો કીબ્રી- ઓ આજ સુધી મસહુર છે, અને બીજામાં એ વીચાર છે કે બાકી હકીમોએ પોતાની કીતાબમાં પોતાની હીકમતથી તથા અકલમંદીથી જે લખેલું તેનુ બીઆન છે. તે આગલ લખવા- માં આવે છે.

---

॥ હવે પેહલામાં એ અલામતનુ બીઆ- ॥
॥ ન છે કે જે હકીમ બુકરાત યુનાનીના ॥
॥ રશાલે કબરીઆ નામની કીતાબમાં- ॥
॥ થી જડી છે તે અલામત પચીશ છે તે ॥
॥ લખી છે. ॥

૧લી—જે રોગીના ચેહેરા ઉપર શોજો શફરાવી યા શરે- દીનો અથવા કોઇ તરેહનો માલમ પડે, યા બાદીઅલરાએમાં શોજો જલદી માલમ નહી પડે, પણ ધારીને જોવાથી માલમ પડે તો એ તેહના મોતની નીશાની છે અને રોગી ડાબો હાથ હર વખત છાતીપર રાખે એહવો રોગી શરૂમરજથી તેર દીવશ-

માં મરશે ઘણુ કરી એ મરીજં બીમારીમાં હરઘડી નાકમાં આં-
ગલી કરે, અને એજ ખેલમાં મચો રહે એ વાત પરેશાની દ-
માગની નીશાની છે. અને છાતીપર હાથનુ હંમેશ રાખવું દી-
લની કંમતાકતીની નીશાની છે, ને મોતને તેર દીવશની વાર
છે અગર તેર દીવશ પેલો પણ મરે એ માદામાં કડવા પણ
થાએ છે. તબીઅત શબબ દીલ ઠેકાણે નહીં રહેવાથી ગેરદુંમ
બેહેરાની. બેમાથી એક જમાનો તબીઅત ઠરવાનો છે તે બંધ
થતો નથી શબબ હાલત રદીનો થાએ છે માટે એ રોગી તેરમો
દીન કે બેહરાન નાકશરદીનો દીન છે મરી જશે.

૨૭—જે વખત મરીજની એક જાંગપર કે બેહુ જાં-
ગપર શોઝે શકત, શરતાન, કે શોદાદી છે. તેને માદા શફરાવી
મોજફ મલેલો છે બલગમથી અથવા તાઉન એટલે બાકલા યા
અખરોટના જેવો હોએ. તે માંદા ખબીસીઆ અને શોદાવીથી
થાએ છે. તો એહવો મરીજ તણ દીવશમાં મરશે. ખસુશ ક-
રીને એ બીમારીમાં પરશેવો ઘણો આવે કેમકે પશીનાની ક-
શરત રતુબતને મલેલી હોએ છે. તેથી અગાની મંદ પડવાની
તથા માદાની કંમતાકતીની નીશાની છે. એ મરજનુ જાહેરથવુ
જીગરથી છે. કેમકે એ જગાપરના બેહુ આજા (અવય)નાં ફ-
શાદથી રૂહ હેવાની અને રૂહતબઇ. જરૂર ફાશદ થશે પછી બે
રૂહના ફશાદથી જરૂર છે કે બેહેરાન નાકશ યા બેહરાનશાની
આમા કે તીજોયા પાચમો દીન છે રોગી મરશે.

૩૭—જે વખત અરકરેશા, મરીજ. એટલે ગરદનની
રગ છે. તે રગ (નશ) કે જેથી રતુબાતમોંહ અને દીમાગની
તરફ ચડે છે અને દીમાગમાં પોચીને ઇસ્તરખા પેદા કરે છે

અને એજ હાલતનુ નામ શાબાત એટલે ઉઘવું. બુજેશગીર જે-ને જુમરા અને ફારશીમાં આતશાક કહે છે. એહ આતશાની-શાથે જાહેર થાએ અથવા ગુબાર માલમ થાએ તો તે મરીજ શરૂ મરજથી બાવન દીવશામાં મરશે. "કેમકે" એ રગ કલેજામાં તથા દીમાગમાં પોહોંચેલી છે. તે શરે અને કોએ બેહુ તરફ પોચશે. તેથી રૂહ નફશાની અને હેવાની ફાશદ થશે. કારણકે માદા એ મરીજનો શોદાવી છે. કોઇ દવા કબુલ કરતો નથી તેથી મુશકેલથી કે બાનવમે દીન કે બહેરાન રદી નાકશનો દી-ન છે. કે મોતનો શબબ જરૂર થશે. ખસુશન એ મરીજ કે જેને શરૂ મરજમાં તરશા ઘણી લાગતી હોય તો તે મરીજ નકીજ મરશે.

૪થી—મરજ હાદામાં જેમ કે શરશામ વગેરેમાં રોગીની જીભપર પીશતાના દાણા જેવો અથવા અંજીરના દાણા જેવડો ફાલો થાએ તો તે રોગી એક દીવશામાં મરશે. એ ફાલો માદાનાં બુખારના શબબથી પેદા થાએ છે. ઘણું કરીને મોતનો બાએશ છે કેમકે જીભ પાણ દીલની હવાથી મલેલી છે. ને બાહારની હવા પાણ લઈ જાએ છે. માટે શરૂમરજથી બીજે દીવશે કે બહેરાન રૂવે નાકશનો દીન છે. મરીજ મરશે. ઘણુ કરીને એ મરીજને શરૂ મરજમાં ગરમીને શરદીવાલી ચીજો જેવી કે સુઠ મરી ઇત્યાદીનો ખાએશ વધારે હોએ. કેમકે જીભ માદાની તરફથી નજીક છે. અને મરજ માદામાં છે જરૂર મરીજ મરશે.

૫મી—અગર મરીજને હાલત હમી (તાવ) માં નાનો દાણો અડદ કે ચણા જેવડો હાથની આંગલીપર અથવા દીલપર કેદમાગપર જાહેર થાએ એવો મરીજ શરૂ મરજથી બે દા-

હાડા બાદ બેહેરાન નાકશરદીનો દીન છે મરશે. કેમકે દીલને દીમાગની તરફ એ બુખાર પોચશે ને પોચીને શખત દરદ પેદા થશે માટે એહવી હાલતમાં દરદથી શકતહમી થવાનુ કારણ છે. ને હકીમ બુકરાત યુનાનીએ હમીનો જીકર લખ્યો નથી પણ લખવુ જરૂર છે. કેમકે હકીમ જેદ શાહેબે લખેલુ છે કે જારે હમીઆત જાહેર હોએ, હાથની આંગળીપર શોજે કાલો ને ભુખ કમ હોએ એ માણશ ચાલીશ દીનમાં મરશે. "મજબુત નીશાની એ છે કે" શરૂ મરજમાં મરીજનાં હાડકા ઘણા દુખશે કેમકે હાડકા પણ માદાની તરફથી દીમાગપર પોચેલા છે.

૬ઠી—અગર મરીજના હાથ કે પગનાં અંગુઠા ઉપર ફોલી અડદ કે વટાણા જેવડી કાલારંગની દેખાએ તો મરીજ શરૂ મરજથી છઠે રોજે કે બેહરાન નાકશરદીનો દીન છે મરીજશે. કેમકે બુખાર આખરે દીલની તરફ રજુ થશે, ને રૂહ હેવાનીને ફાશીદ કરશે. માટે જરૂર એ રોગી છઠે દીવશે મરશે. "અને મજબુત નીશાન એ છે કે" શરૂ બીમારીમાં ઝાડા ઘણા થાએ. પછી ઘણુ કરીને ઝાડા થોડા થોડા થયા કરે.

૭મી—અગર હંગામ વબામાં મરીજના જમણા હાથની છેલ્લી આંગલી ઉપર મોટો ફોલ્લો જાહર થાએ. તો એ રોગી શરૂ બીમારીથી બારમે દન કે બહેરાન નાકશનો દીન છે મરશે. કેમકે અહીંથી બુખાર કલેજાં તરફ જશે અને ત્યાથી દીમાગપર પોચશે. એટલામાટે અકલયાત કમી થવાથી તથા હાડકા દુખવાથી રૂહ નફશાની ફાસીદ થાએ છે. પછી બુખાર દીલની તરફ જાએ છે ને ત્યાં રૂહ હેવાની પણ ફાશીદ થાએ છે. માટે એ મરીજ બારમે દીવશે મરશે. "અને મજબુત નીશાન

એ છે કે" મરીજં શરૂ મરજમાં મજેદાર ચીજો ખાવાનુ મન ઘણુ કરે. પણ જેમકે ઈમામ બુકરાતે બારમો દીન કહેલો છે તે મશહુર છે પણ બીજા હકીમોએ બારમાં દીનની આખરે કે તેરમો દીન શરૂ થાએ એવુ નકી કરૂ છે. વલી કેટલાએક હકીમોએ અગીઆરમાંથી તેરમાં સુધીનુ નકી કરેલુ છે કેમકે એ બોહરાન નાકશરદીના દીન છે પણ એ તકરારની કઇ જરૂર નથી કેમકે બહેરાન મુકર કરેલા દીવશ વીના બીજા દીવશોમા પણ થાએ છે. માટે કેટલાક એ રોગને શારૂ થવાની આશા રાખતા નથી. ગમે તે દીવશે મરીજાએ એવું ઘણા હકીમોનુ લખેલું છે.

૮મી—અગર રોગીના નખ કાલા થઇ જાએ અને પેશાની ઉપર રતાશ ઝાહેર થાએ તો શરૂ મરજથી ચાર દીવશેએ મરીજ મરશે. કેમકે માદામાં જલન થવાથી નખ કાલા થાએ છે. ને નખનુ કાલા થવું અલામત રદી છે. પેશાની ઉપર રતાશ કે ફોલ્લાનુ જાહેર થવુ બુખારમા જોરથી છે, કેમકે દીલની તરફ બુખાર ચડે છે માટેજ રેતાશ માલમ પડે છે. અને તેથીજ રૂહ નફશાની તથા હેવાની ફાસીદ થાએ છે ને ચોથો દીનકે બહેરાન નાકશરદીનો દીન છે મરીજ મરશે. "અને મજબુત નીશાન એ છે કે" મરીજને શરૂ મરજમાં બેમીઆજ. અને તરશ ઘણી હોએ કેમકે દીમાગપર બુખાર થઇ પેશાની તથા મોંહની તરફ રજુ થાએ તેથીજ ઘણુ કરીને તરશ ઘણી ગલીજ પેદા થાએ છે.

૯મી—અગર મરીજનાં બેહુ અંગુઠા ઉપર ખુજલી ઘણી થાએ અથવા શોજો શફરાવી નહીં હોએ પણ શોદા વી-

હોએ ને તે શાથે આતેશકેના ફોલ્લો પણ હોએ ને મરીજની ગરદનનો રંગ જુઝેફાસીદ કે જો તે માદા ખબીશેથી ચડીને ગરદનનો રંગ કાલો થાએ તો મરીજ શરૂ જાહેર મરજથી પાચમે રોજ કે બહેરાન નાકશરદીનો દીન છે સુરજ આથમતાં પેહલા મરશે. કેમકે એમાદા હાદે હારે છે સુરજ આથમાં પછી હવાશરદ થાએ છે માટે મરશે. કેમકે જારે બુખાર રૂઉયા ગરદનની તરફ જાએ છે તેથી જરૂર દીમાંગપર જસે અને હોશ પણ કમ થાએ ને દીલ ગભરાએ અને દીલની તરફ બુખારની ગરમીનુ જવુ થાએ તેથી રૂહ ફાશીદ થાએ ને રોગી મરે. "અને મજબુત નીશાન એ છે કે" શરૂમરજમાં મરીજનો પેશાબ ઘણો ગલીજ આવે કેમકે માદા હાદે ગાલીબ હોવાથી બંધાએલી રતુબતને પીગલાવે છે તે રતુબતનું પેશાબથી જારી થવાથી તબીઅતને ખારીજ થવાનો શબબ છે.

૧૦મી—અગર મરીજની આંખની પલકની ચામડી ઉપર ત્રણ દાણા આતશકનાં પેદા થાએ તેમાં એકનો રંગ કાલો બાકીનાનો ફાટેલો લાલને પીલાપણુ પણ હોએ તો એ મરીજ શરૂ મરજથી શાતમે દીન કે છઠા દીનની આખરે બેહરાનના કેશનો દીન છે મરીજ મરી જસે. હકીમ બકરાત યુનાનીએ શાતમો દીન લખેલો છે પણ છઠા રોજની આખરે મરશે કારણકે શાતમો રોજ બેહરાનજીદનો છે. અને છઠો રોજ બેહરાન નાકશનો છે માટે છઠે રોજ મરશે. "અને મજબુત નીશાન એ છે કે" મરીજને શરૂ મરજમાં મોંમાથી પાણી જારી થાએ ને રતુબત માદાથી દીમાગપર બહુ ઇજા થાએ.

૧૧મી—અગર મરીજની પાંપણ ઉપર આતશકનો ફોલો નરમ કાલા રંગનો અખરોઠ (ખખોડ)નાં જેવડો થાએ તો

એ મરીજ શરૂ મરજથી બીજે દીન કે બહેરાન નાકશરદીનો દીન છે મરી જશે. કેમકે ફાસીદ બુખારનુ માદામાંથી દીમાગપર જવુ ત્યાથી દીલની તરફ ઉતરવુ જેથી રૂહ નફશાની તથા હેવાની ફાસીદ થાએ છે ને મોતનો શબબ પડે છે. "અને મજબુત નીશાન એ છે કે" મરીજને શરૂમરજમાં બલગમ મલેલો ઝાડો થાએ ને ઊંઘ ઘણી આવે.

૧૨મી—અગર મરીજના નાકમાંથી ખુન (લોહી) લાલ રંગનુ પીલાટ મલેલુ જારી થાએ અને જમણા હાથમાં ફોલ્લા શેફેદ દરદ વનાના બલગમી જેનુ નામ શકરૂશ છે તે જાહેર થાએ તો તે મરીજ શરૂ મરજથી તીજે દીવશે કે બોહારાન નાકશાનો દીન છે મરી જસે. કેમકે નાકથી લોહીનુ જારી થવાનુ કારણ દીમાગના પરદાનુ ટુટવુ અથવા પરદાની નશના ટુટવાથી અથવા ચોટથી છે તો એ મરીજને મારી નાખનાર છે. "અને મજબુત નીશાન એ છે કે" મરીજને શરૂ મરજમાં ખાવાનુ મન ઘણુ થાએ પણ રૂચી નથાએ તેં ખાએ પણ મરજના જોરથી ખવાતુ નથી.

૧૩મી—અગર મરીજની જાંગ ઉપર શફરાવી લાલ ફોલ્લો ઘણા દરદ શાથે જાહેર થાએ અને તેનુ જોર આંગળા સુધી હોએ તો એ મરીજ શરૂ મરજથી વીશમે દીન મરશે અગર વીશમે દીન બચી ગયો તો તેવીશમે તેથી બચે તો પચીશમે તેથી બચે તો તીશમે દીને તો જરૂર મરશે. "અને મજબુત નીશાની એ છે કે" મરીજને શરૂ મરજમાં શફરાવી ખુનના મલવાથી ખુજલી ઘણી થાએ છે. કારણકે માદા સુકી છે અને મરીજ રશદાર ચીજ ખાવાનુ મંન ઘણુ કરે છે માટે મરશે.

૧૪મી—જો મરીજના ડાબા કાનની નીચે ફોલ્લો ચ-

ણા બરોબર પેદા થાએ તો વીશમે દીવશે કે જે વખત ફાલ્લો થયો હોએ તે વખતજ રોગી મરશે. કેમકે એ જગા મરીજના દીમાગની પાશે છે, અને પછી દીલની તરફ ઉતરે છે ને રૂહને ફાશીદ કરે છે. માટે જરૂર વીશમે દીન અથવા તેરમો દીન પુરો નહીં થાએ કે બહોરાન નાકશરદીનો દીન છે મોત નકી થશે. "અને મજબુત નીશાન એ છે કે" મરીજ સરૂ મરજમાં પેશાબ ઘણો કરે. કેમકે માદામાથી પાતલો પેશાબ નીકલે છે ને જાડો ગલીજ ત્યાંજ રહે છે, એવુ હકીમ જાવીશાહેબે લખેલુ છે.

૧૫મી—મરીજનાં ડાબા કાનની નીચે ફાલ્લો કાલો જાહેર થાએ તો મરીજ શરૂ મરીજથી ચોવીશમે રોજ કે બહોરાન નાકશનો દીન છે મરી જસે. કેમકે માદા એ મરીજનો ખીહીશ છે અને તે મોહની તરફ રજુ છે તે દીલ અને દીમાગની તરફ જસે ને ફીશાદ મોતનો થશે. "અને મજબુત નીશાન એ છે કે" મરીજ શરૂ મરજમાં તાહાડુ પાણી પીવાની બહુ મતલબ કરે કેમકે એ ફાલ્લો હારે છે એને તાવનુ આવવુ, અને પીઆશનુ લાગવુ પણ લાજમ છે કેમકે એ ફાલ્લો હાવી અને છીગરપર થઓ છે હરારત જોર કરે છે કે તેથી તબીઅત અંદરના ફાએદાને માટે ટાઢુ પાણી પીવાની ઘણી ખાહેશ કરે છે.

૧૬મી—અગર મરીજના જમણા કાનની પાછલ ફાલ્લો અડદ ચાણા કે બાકલાના દાણા જેવડો જાહેર થાએ તો એ મરીજ શરૂ મરજથી શાતમે રોજ કે બેહુરાનછીદનો દીન છે મરી જશે. કેમકે બુખારના દીમાગપર ચડવાથી અથવા ઉતરવાથી રૂહને ફીશાદ થાએ છે એ માટે કહ્યું છે કે છેલો દીવશ નકી ખારીજનો છે માટે પંદરથી વીશ દીન સુધીમાં મરે અથવા શાતના છપાગ્રુ થાએ, "અને મજબુત નીશાન એ છે કે" મ-

રોજ શરૂ મરજમાં ઉલટી ઘણી કરે કેમકે પેટમાં બુખાર શરદ તથા કીશત ગંદકીથી માદામા જઈ શકતો નથી માટે ઉલટીથી કાહાડે છે કે જે ખાએ તે નીકલી જાએ.

૧૭મી—અગર મરીજની દાઢીની નીચે દાણા બાકલા જેવો જાહેર થાએ તો શરૂ મરજથી બારમે દીન મરીજ મરી જશે. કેમકે એ ફોલ્લો દીમાગની નજીક છે, તેથી બુખારદીલ અને દીમાગ તરફ ચડ ઉતર થાએ છે. "મજબુત નીશાન એ છે કે" મરીજના મુખમાં ફીકાટ મારે કેમકે રોગીના માદા ઉપર પણ ફોલ્લો થયો છે, અને બલગમ ખારીજ છે માટે નકી મરશે.

૧૮મી—અગર મરીજની પેશાબની નલીનાં મોંહ ઉપર દરદ ઘણું માલમ પડે. બાદ તે મરીજના હાથપર ફોલ્લો કાલા રંગનો યા જુમરા લાલ રંગનો જે શરદી ગરમીથી છે તો મરીજ શરૂ મરજથી પાંચમે રોજ કે બેહરાન રદીનો દીન છે મરી જશે. કેમકે માદા એહેની તરફ રજુ છે તે દીમાગને દીલની તરફ મલેલી છે દરદ દીમાગના બુખારથી છે. પછી બેહુ આજા એટલે દીમાગથી પેશાબ ઉપર આવી ને પાછો બુખાર દીમાગપર ચડે છે માટે મોતનો શબબ પડે છે. "અને મજબુત નીશાન એ છે કે" મરીજ શરૂ મરજમાં પાતલી શરબત જેવી ચીજોની વધારે ખાહેશ કરે. કેમકે અંદર હુમીથી ખાલી નથી અને હુમીથી તરશ લાજમ છે.

૧૯મો—મરીજનાં કાનની જડપર અથવા કાનની ઉપર ફોલ્લો દરદ વનાનો કાઓ પેદા થાએ તો શરૂ મરજથી નવમે રોજ કે બહેરાન નાકશરદીનો દીન છે સુરજના ઉગતાં પેહલા એમ કે શરદ વખતમાં મરશે કેમકે એ ફોડા ચડ ઉતર

બુખારદીલને દીમાગથી ત્રણે રૂહને ફાશીદ કરે છે. માટે મોત થાએ. "અને મજબુત નીશાન એ છે કે" શરૂ મરજમાં મરીજને ઇજા ઘણી થાએ.

૨૦મી—અગર મરીજની બગલ અથવા કાન અથવા જાંગનાં શાંધામાં જો શોજો કાલા રંગનો શફરજલના ફલના જેવડો જાહેર થાએ તો એ મરીજ શરૂ મરજથી પચીશમે રોજ કે બોહરાન નાકીશનો રોજ છે મરી જશે. કેમકે બુખાર માદામાથી દીલને દીમાગ ઉપર જશે ને તાંથી પાછો ઉતરશે માટે રોગી નકી મરશે. "અને મજબુત નીશાન એ છે કે" મરીજને શરૂ મરજમા ઉંઘ વખત બે વખત હોએ ને દરદ ઘણુ થાએ કેમકે એ મરજમાં ખુન છે ને એ ખુન કશરત રદીની બતાવે છે એ હકીમ જેદ શાહેબ લખે છે કે એનુ લોહી ઘણુ રદી છે અને તે નાકની તરફ રજુ થાએ. પછી બીજા અજુઓને ફાસીદ કરે ને બુખાર એનો દીલની તરફ પોચે છે અને ત્યા દીલની રૂહને ફાશીદ કરે છે માટે મોતનો શબબ થાએ છે.

૨૧મી—અગર મરીજના પગના કાંડાપર તથા નલાપર કેટલાએક ફોલ્લાનાં દાણા કલા રંગના થાએ તોએ મરીજ શરૂ મરજથી અડાવીશમે રોજ કે બોહરાન રદી નાકીશનો દીન છે મોત જરૂર આવશે કેમકે ખુબાર દીમાગ ઉપર ચડશે ને રૂહને ફાસીદ કરશે તેથી મોતનો શબબ નકી થશે. "અને મજબુત નીશા એ છે કે" મરીજ શરૂ મરજમાં ઠંડી હવા તથા ઠંડી ચીજ ખાવાનુ તથા ઠંડા પાણી વગેરેની ઘણી ખાહેશ કરે. ગરમ ચીજથી તથા ગરમ પાણીથી ગભરાએ.

૨૨મી—અગર મરીજની ડાબી છાતી ઉપર દાણા અશકરી (રગ બે રંગી) પેદા થાએ તો એ મરીજ શરૂ મરજથી

ચોથે રોજ કે બેહુરાન નાકીશ રદીનો દીન છે મરી જશે. કેમકે મરજ દીલ અને દીમાગની પાસેની રગમા છે ત્યાંથી ચડ ઉતર થવાથી રૂહ હેવાની અને નફ્શાની ફાસીદ થાએ છે ને મોત આવે છે. "અને મજબુત નીશાન એ છે કે" મરીજને શરૂ મરજમાં આંખમાં ખુજલી વધારે આવે ને ઘણી દવા કરવાથી પણ મટે નહીં; કેમકે દમ લેવાનો માદો જ્યારે આંખ સાથે મળે છે તારે આંખની પલક તથા આંખની કુશરતને બગાડે છે. તબીઅત તેની આંખથી મટાડવાને ઇચ્છે છે તેથી ખુજલી જાહેર થાય છે.

૨૩મી—અગર મરીજના ઢગરાં ઉપર અખોડની બરાબર કાળા રંગનો દરદ વીનાનો બલગમી ફોલ્લો જાહેર થાય તો એ મરીજ શરૂ મરજથી ચાલીશમે રોજ કે બહોરાન નાકી શારદીનો દીન છે મરી જશે કેમકે છઠો શાબુહ. તમામ નહીં થઓ કે મોત જાહેર થશે "અને મજબુત નીશાન કે મરીજ શરૂ મરજમાં" ખરબુચ અને તરબુજ એવી ચીજો ખાવાનું મન ઘણું કરે અને પેશાબ પણ ઘણો થાએ તે બલગમના કારણથી છે.

૨૪મી—અગર મરીજની છાતી ઉપર શોજો ઇડાં જેવો ઉપડતો ને રંગે કાળો શરદીનો પેદા થાએ; તો એ રોગી શરૂ મરજથી ત્રણ મહીને મરશે કારણ કે એ મરજ શોદાવી છે માટે બહેરાન એનો ઘાણા વખત બાદ થાએ છે "અને મજબુત નીશાન એ છે કે" મરીજ શરૂ મરજમા તરબુજ અને પાણીની ઇછા ઘણી કરે ફકત.

૨૫મી—મરીજની ગરદન તથા હોઠ તથા ડાબી આંખની નીચે ફોલ્લો જાહેર થાએ તો એ મરીજ શરૂ મરજથી એ-

ફવીશમી રાત કે બહેરાન નાકશ રદીનો દીન છે મરી જશે કે-મકે રાતે હવા પણ શરદ થાએ છે અને મરીજનો માદો પણ શરદ થાએ છે માટે રાતે મોત આવશે એહવુ હકીમ બુકરાત યુનાનીએ લખેલુછે. "અને મજબુત નીશાન એ છેકે" મરીજ શરૂ મરજમાં મીઠી ચીજ ખાવાનુ મન ઘણુ કરે છે માટે મરશે.

---

॥ જોકે અશલ રીશાલામાં હકીમ ઈમામ ॥
॥ બુકરાતે ઉપર લખેલી પચીશ અ- ॥
॥ લામતનુ બીઆન કરેલું છે પણ હ- ॥
॥ કીમ મખજન અલાદવીએ ખુલાશે ॥
॥ હીકમત નામની કીતાબમાં છતરીશ ॥
॥ લખીછે માટે એ બાકી અગીઆર અ- ॥
॥ લામતનુ બીઆન જુદુ નીચે પર- ॥
॥ માણે લખ્યુ છે. ॥

૧લી—અગર રોગીનાં શરીર ઉપર મરજ હાદાથી નાહા-ના નાહાના જુદા જુદા ગંદગીવાલા દાણા જાહેર થાએ તે ચણા જેવડા હોએ તો અલામત રદી છે અગર એથી મોટા હોએ તો થોડી દેશત છે.

૨જી—અગર મરીજના શરીર ઉપર મરજ થતા પેહલાં અથવા મરજમાં ફોલ્લા પેદા થાએ ને પછી એની મેલે સુકાઈ જાએ ને કાલા લીલા રંગના થાએ તો શખત બીમારી થવાની નીશાની છે.

૩જી—અગર મરીજના જમણા પગપર ફોલ્લો અથવા દરદ શખત થાએ તો એ મરીજ શરૂ મરજથી શાતમે રોજ મરી

જશે. "અને મજબુત નીશાન એ છે કે" શરૂ મરજમાં મીઠી ચીજો ખાવાનુ મન ઘણુ થાએ.

૪થી—અગર મરીજના પેટમાં દરદ હોએ અને આંખની ભંવરો ઉપર કાલા રંગનો ચણા જેવડો ફોલ્લો જાહેર થાએ. પછી તે ફાટી જાએ તો મોતની નીશાની છે. "અને મજબુત નીશાન એ છે કે" શરૂ મરજમાં મરીજને ઊંઘ ઘણી હોએ.

૫મી—અગર મરીજને જીગરના દરદમાં અને દાંતના દરદમાં માથાની પાછલ ખુજલી ઘણી થતી હોએ અને અંગુઠાની નીચે અથવા ઉપર ફોલો બાકલા જેવડો જાહેર થાએ તો એવો મરીજ શરૂ મરજથી પાંચમે રોજ કે બેહરાન નાકશનો દીન છે મરી જશે. "અને મજબુત નીશાન એ છે કે" શરૂ મરજમાં મરીજને પેશાબ ઘણા દુખથી થાએ અથવા ટીપે ટીપે થાએ છે.

૬ઠી—અગર મરીજની જાંગપર કોઇચીજ શોજાના જેવી કાલા રંગની હોએ અથવા ગલાપર હોએ અથવા બધુ અંગ લાલ બને ને ગલુ કાલુ હોએ અથવા પીલુ તો મરીજ જલદી મરશે યા જલદી નહી તો પચાશ દીવશથી વધારે નહી જીવે. "અને મજબુત નીશાન એ છે કે" મરીજને પરશેવો ઘણો આવે તાહારે જાણવુ કે વેલુ મોત છે.

૭મી—અગર મરીજની ગરદનપર શફેદ ફોલ્લો અંજીરના દાણા જેવડો થાએ તો એ મરીજ શરૂ મરજથી વીશ દીવશમાં મરશે અગર વીશ દીનમાં નહી મરે તો પચાશ દીવશ કરતાં વધારે જીવે નહીં. "અને મજબુત નીશાન એ છે કે" શરૂ મરજમાં ઠંડી ચીજ ઉપર બહુ ખાહેશ કરે.

૮મી—અગર મરીજની ડાબી છાતી ઉપર ફોલ્લા લાલ

નાના નાના થાએ ને ગરદનમાં ખુજલી હોએ તો એ મરીજ શરૂ મરજથી ચોવીશ દીનમાં મરશે.

૯મી—અગર મરીજના ચેહેરા (મોંહ) ઉપર શોજો દરદ વનાનો જાહેર થાએ અને ત્યાર પછી નાકમાં ખુજલી થાએ તો મરીજ શરૂ મરજથી બીજે રોજ મરી જશે.

૧૦મી—અગર મરીજના બદનપર શોજો રખવા (રતવા) નો થાએ ને બદન સુસ્ત થાએ એ શોજો મલેલા રંગનો માલમ પડે તો જલદી મરે.

૧૧મી—અગર મરીજની જબાન ઉપર 'હાદમ' યાને કાલો અડદ કે ચણા જેવડો જાહેર થાએ તો જલદી મરવાની નીશાની છે. "એવી રીતે આગલની પચીશ અલામત અને તે પછીની અગીઆર અલામત મલીને છતરીશ અલામત યુનાની હકીમોના મતથી લખેલી મલી છે."

---

॥ હવેથી તરીકે હીંદ બ દફતર હીકમત ॥
॥ હીંદી યાને હીંદુ સાસ્ત્ર પ્રમાણે અલા- ॥
॥ મત રદીનુ બીઆન લખ્યું છે. ॥

૧લી—અગર મરીજ સુરજ અથવા ચંદરનાં પ્રતી બીંબમાં પુરવ દીશાએ કાણુ દેખે તો છ મહીને મરે. દક્ષીણ દીશાએ કાણુ દેખે તો ત્રાણુ મહીને મરે. પશ્ચિમે કાણુ દેખે તો બે મહીને મરે. ઉત્તરે દેખે તો એક મહીને મરે. અથવા ચંદ્ર અથવા સુરજને ધુમાડા જેવા દેખે તો દશ દીવશમાં મરે. અથવા તે પ્રતીબીંબની પશ્ચિમે અગ્નિની ઝાલ દેખે તો તેજ દીવશે મરશે એહવુ જ્ઞાતાપુરશોનુ વચન છે.

૨જી—અગર મરીજ પોતાની ભ્રગુટી દખે નહીં તો નવ દીવશે મરે. આંખનો ઉપલો ભાગ નહી દખે તો પાંચ દીવસમાં મરે. નાકનો આગલો ભાગ નહી દખે તો શાત દીવશમાં મરે. પોતાની જીભ નહી દખે તો ત્રણ દીવસમાં મરે.

૩જી—અગર કોઈ એકદમ જાડો થઇ જાએ અથવા પાતલો થઈ જાએ અથવા અકશમાત પ્રક્રતી બદલઇ જાએ એટલે ક્રોધી હોએ તે શાન્ત થઇ જાએ ને શાન્ત હોએ તે ક્રોધી થઇ જાએ એવુ થાએ તો એ મરીજ છઠે માશે મરે.

૪થી—મરીજની જીભ કાલી મોહોડું રાતુ હોએ ને જીભે સ્પર્સ માલમ પડે નહીં તે માણશનુ જીવવુ કઠણ.

પમી—અગર મરીજને રાત્રે ગરમી માલમ પડે અને દીવશે ઠંડી લાગે એટલે તાડ વાય, કંઠે કફ રોકાય, મુખમા અરૂચી, આંખો લાલ, જીભ કાલી, કોઇવાર નાડી ઘણી ઉછલતી ચાલે ને કોઇવાર ઘણી ધીમી પડી જાએ એવા લક્ષણ શહીતે જે મરીજ હોએ તેનુ રામ રામ વીનાં બીજુ ઓશડ નથી.

૬ઠી—અગર મરીજનુ મોહોડું સુકાએ એટલે પાણીનો શોશ ઘણો પડે, શરીર ઉપર કાલા ડાગ માલમ પડે, દાંત કાલા થાએ, નાકની પાશેની જગા ઠંડી, એક આંખ રાતી, હાથ પગ લુલા જેવા, કાનની લોલ પડતી દખાએ, ઘણો ઠંડો તથા ઘણો ગરમ સ્વાશ ઉતાવલો ચાલે, શરીર ઠંડુ અને કાંપતું ઉદવેગ ઘણો એવા લક્ષણ દખો તો તે રોગી ઘડી શાહેત છે એમ શમજવું.

૭મી—અગર મરીજના મસ્તકે ને લલાટે પરશેવો હોએ, અંગ ચીકણુ માલમ પડે, ગલામા કફ બોલે પણ નીકલે નહીં. અને પાછો પેટમા પણ ઉતરે નહીં તો તે રોગી જમને ઘેર જશે.

૮મી—અગર મરીજ અનેક રીતીના શબ્દ શાભલે અથવા જે કહીએ તે ઉલટુ શાભલે કીંવા અકસ્માત એ કે શાભલેજ નહીં એવુ થાએ તો તેનુ આવરદા પુરૂ થયુ છે એમ શમજવું જોઇએ.

૯મી—અગર મરીજને ઉની વસ્તુ તાહોડી લાગે અને તાહોડી વસ્તુ ઉની લાગે, શરીર ઉનું છતાં પણ તાહોડ લાગે, જેને મારતા છતાં પણ શમજે નહીં, નહી મારે પણ કોઇ મારે છે એમ બુમ પાડે, અને મારૂ શરીર ધુલે ભરેલુ છે એમ કહે, શરીરનો રંગ બદલાઇ જાએ, શરીર ઉપર રાઇ પડેલી દખે, જેને ગલી વસ્તુ કડવી લાગે, ને કડવી ચીજ ગલી લાગે અથવા કોઇ પણ ચીજનો સ્વાદ જાણે નહીં, તેનુ આવરદા પુરૂ થયુ છે એમ નકી શમજવું.

૧૦મી—અગર મરીજને દુરગંધ વસ્તુ સુગંધીત લાગે અને સુગંધ વસ્તુ દુરગંધ લાગે અથવા બીલકુળ ગંધ આવેજ નહીં તો તે રોગી જેમ અગનીમાં કાષ્ટ બલતા વાર ન લાગે તેમ મરી જસે.

૧૧મી—અગર મરીજ રાત્રે સુરજનો પ્રકાશ અને દીશે ચાદરણા દખે અથવા આકાશમાં પાલખી, ગોડા, ગાડીઓ, બંગલા, વીમાન અને વાયુને દેહધારી દખે યા શરવ લોકને પાણીમાં બુડેલા દખે અને આકાશના તારા દખેનહીં તો તે પુરૂશનુ આવખુ પુરૂ થયુ છે એમ શમજવું.

૧૨મી—અગર મરીજને આરસી અથવા પાણીમાં પોતાની છાયા અથવા તડકામાં પોતાનો ઓલો દખાએ નહીં અથવા દખાએ તો અરધી અથવા વીકૃત દખે યા તેને જોઇને કહે કે આ છાયા કોઇ બીજા પ્રાણીની છે. જેમ કુતરા, કાગડા,

ગીધ, ભુત, જક્ષ, રાક્ષશ એવી છાંયા દેખે તો તે માણશ રોગી હોએ તો મરી જશે. યા નિરોગી હોએ તો માંદો પડશે એમ નકી જાણવુ.

૧૩મી—અગર જે મરીજની એકદમ લાજ, શકતી, તેજ, બલ, ઇશ્રિઆદદાશ, કાંતી એટલુ જતુ રહે તો તે રોગી નીશ્ચે મરે.

૧૪મી—જેના નીચેનો હોઠ લટકી જાએ અને ઉપરનો હોઠ શકત રહે અથવા બેહુ હોઠ પાકા જાંબુ જેવા થાએ તો જી-વવુ મુશકળ છે.

૧૫મી—અગર મરીજના દાંત લાલ કીંવા કાલા દુરઘટ અથવા પડતા દેખાએ યા હસ્તા જેવા દેખાએ તો તે રોગી મરશે.

૧૬મી—જેની જીભ કાલી અને ઘણી ચીકણી અથવા સુજા અને બહુ ખરભચરડી હોએ તો થોડા વખતમાં તે રોગી મરી જશે.

૧૭મી—અગર જેનુ નાક વાંકુ તથા ફાટેલુ જેવુ અથ-વા સુકુ હોએ કીંવા ફડકતુ હોએ તો તે રોગી જીવે નહીં.

૧૮મી—અગર જેના મુખમાં કોલીઓ મુકતાં છતાં પણ ખવાએ નહીં અને એકજ દ્રષ્ટીએ જુવે ને કઈ શમજે ન-હી તો તતક્ષાણ મરે.

૧૯મી—અગર મરીજને ઉઠાડતા છતાં વારંમવાર મો-હ થાએ, બલવાન છતાં પણ અંગ દુરબલ થાએ તો ગતાયુસી જાણવો.

૨૦મી—અગર જેને નીરંતર ઉંઘ ઘણી હોએ અથવા સર્વકાલ નીંદ્રા હોએજ નહીં અને બોલવા જાએ કે તરત મોહ થાએ તો તેને અસાધ્ય જાણવો.

૨૧મી—જે માણશ વારેવારે જીભને ચાટયા કરે હાથ પગ અફાલ્યા કરે અને શાંજની વખતે ભુત પ્રેતના જેવો બોલે તો તે મરી જસે.

૨૨મી—અગર જે મરીજને શઘળી ઇંદ્રીઓમાંથી અને વાળના છીદ્રોમાંથી ઝેહેરના દોશ વીનાજ લોહી જારી થાએ તો તે રોગી તરતજ મરશે.

૨૩મી—જે માણશના પગ, હાથ, નાક, હઈઉ, આદે લઈ શરીરના શરવે ભાગ તાહાડા હોએ ને ફકત માથુ ઉન્હુ હોએ તો તે રોગી જમને ઘેર જશે. "એ પરમાણે ત્રેવીશ અલામતનુ બીઆન માહાન ગ્રંથ નીગંઠ રત્નાકરના મતથી લખ્યુ છે તે જાણવું.

---

## રમુજ છઠી.

॥ એમા હકીમ બુકરાત યુનાની તથા ॥
॥ બીજા હકીમોએ પોત પોતાની કીતા- ॥
॥ બમાં મરીજોની માથાથી કે પગ સુધી ॥
॥ જગા બજાગાની અલામતો લખી છે ॥
॥ તે અલામત લખીએ છઈએ. ॥

## રૂયતની (ચેહેરા) પીછાન.

૧ મરીજની સીકલ મુરદાના જેવી થવી આંખોનું ઊંડું થવું, નાકનુ ખેચાવુ, કાનનુ લટકી જવુ અને ઠંડા થવુ, કપાલની ચામડીનુ ખેંચાવુ, નશોનુ બદનપર તરી આવવુ, ચેહેરાનો રંગ લીલો, પીલો, યા શફેદ થવો, તેજ અને ખુબસુર

તીનુ બદલાઇ જવુ ચેહેરાપર જાખાપણુ જાહેર થવું. બોલવામાં ધીરાપણુ ને બદનમાં હાથ પગનુ કૌવત બંધ થવું તો મોત આ-વવાની નીશાની છે. એ બીમારી શકત અને લાંબા દીવશની બીમારીમાં હોએ તો મરે. અને ઘણી ભુખથી અથવા ઉજાગરા-થી હોએ તો શારૂ થાએ. અગર છાતીની નશોનુ જાહેર થવુ, રંગ એકવાર લાલ પીલો કાલો થાએ તો દીમાગની તરફ મુવાદ ફાસીદ રજુ થવાનો અથવા દીમાગમાં શોજો થવાની નીશાની છે. મરીજના મોં ઉપર પીલાટ હોએ તો માદા અને જીગરપર ગરમી અને હરાતની નીશાની છે. હરારત બદનની શાથે એ વાત બદલેલી માલમ પડે કે કોઇ અજુ કાલો કોઇ સપેદ કોઇ પીલો કોઇ લાલ થઇ જાએ તો અલામત ઘણીજ રદી છે.

## હોશની પીછાન.

૨ બુતલાન હવાશ એટલે શાભલવાનુ તથા જોવાનુ બંધ થવુ અલામત રદીછે. અગર મરીજનુ રંગ અને રોશનીથી નાશવુ હરારત અજીજી અને રૂહ નફશાનીનુ કવત કમી થવાની નીશાની છે. મરીજની આંખનુ અંધારૂ થવુ અને પેટમાં પેચ-શના જોરથી ઓકારીનુ થવુ રદી છે, કેમકે એ વાત દીમાગ અ-ને દીલપર બુખાર ચડવાની નીશાની છે. અગર શપનામાં ખ્યાલ હોલનાકનુ દેખાવુ અથવા જાણે કોઈ આવીને બીવડાવે છે ને ઈજા આપે છે તો ખલત શોદાવીથી મોતની નીશાની છે. અગર મરીજ હાથ જેમ શરશામ જાતુરીહ માં દોડે અથવા દીવાર તથા લુગડાપરથી કઇ વાણતો દેખાએ અને માખીઓ મારે અથવા અમથોજ માખીને માર્યા જેવા ચાલા કરે તો મર-વાની નીશાની છે ઘણો જલદીથી તે મરશે.

## અથ જેહેન (સમજ)ની પીછાન.

૩ અગર મરીજનુ મો હસ્તુ દેખાએ તો શારૂ છે અગર દીલગીરી ભરેલુ દેખાએ ને અકલનુ કમી થવુ મારવાની નીશાની છે.

---

## સુદાની પીછાન.

૪ અગર મરીજ હાદામે હંમેશા માથામા દરદ રેહે કવત નરમ થાએ રોગીને મરવાની નીશાની છે. અગર મરીજના મોં અને છાતી ઉપર ભારેપણુ માલમ પડે અને મરીજ જુવાન હોએ તો શાતમે દીન શારૂ થાએ ને શાતમે દીન નહીં શારૂ થાએ તો વીશ દીનની પેલા માદામાથી આંખ અને નાકને રસ્તે પાણી નીકલે ને શોજો ગરદન અને કાનની નીચે જાહેર થાએ તો તમામ બદનમા શોજો થવાની નીશાની છે અગર સરૂ મરજમાં સુદાનુ જાહેર થવુ રોગીને ચોથો પાંચમો દીન ઘણો શકત છે ને પાચમાં દીનમાં નહીં મરે તો ચઉદમે દીન નકી મરશે. સુદાના દરદીનુ એકદમ બોલતાં બંધ થઇ જવુ મરીજને મોતની નીશાની અથવા તાણુ થવાની નીશાની છે, અગર બોલતો બંધ ન થાએ તાવ શારૂ રહે એમ ઘણા દીવશ થાએ ખુમારી નરમ પડી જાએ તો બચવાની નીશાની છે. અગર જે મરીજનુ તલફ્ફુદ એટલે એક અજુથી બીજા અજુનું ઉચા નીચા થવું અથવા શકત થવુ એ નીશાની મોતની છે.

---

## આંખની પીછાન.

૫ આંખનુ ઘણુ લાલ થવુ જેને એહમરકાની કહે છે

તો ખુન હરારતમાં મલવાથી દીમાગપર શોજાની નીશાની છે. આંખની ધોલી નાક તરફની જગા લાલ થઇ હોએ તો બીમારી ઘણી તોલ ખેંચે યાને કષ્ટ શાધ્ય છે. અગર કાન તરફની જગા લાલ હોએ તો તબીઅતપર હરારતની નીશાની છે. આંખનુ કસુંબાના રંગ જેવુ ગુબાર શહીત થવુ ને ચીપડા આવે તો દીમાગ અને રૂહની બદહાલીની નીશાની છે. અગર આંખ પીલી ધોલી થયા પછી લીલી પછી બનફશાના રંગ જેવી પછી કાલી થાએ તો બુતલાન હરારતના શબબથી મોતને પાશે આવવાની નીશાની છે. આંખનુ નીચેથી ધોલુ થવુ ને ઉપર કાલાશનુ જાહેર થવુ તો કમ કૌવત અને દીલની બદહાલીની નીશાની છે. મરીજની આંખ ઉંઘમાં અડધી ખુલ્લી રહે જો શારી હાલતમા પણ એ આદત હોએ તો ઠીક છે નહીં તો કઉઅત અને બદનના જઇફ થવાની નીશાની છે. ઉંઘની હાલતમાં આંખનુ ખુલ્લુ રહેવુ અને ધોલી વસ્તુનુ શારૂ નહીં દેખાવુ આંખની ધોલાશનુ લાલ થવુ અને આંખમાંથી પાણી વેહવુ એ નીશાની રદી છે. ઇમરાજ હાદા યાને શરશામ વગેરે બીજા માથાના દરદમાં એક આંખનુ નાહાનુ થવુ તો ફશાદ દીમાગની નીશાની છે મરજ હાદામાં આંખનુ બહુ હાલવુ ગાંડા થવાની નીશાની છે. હમીઆત હાદામાં એવુ માલમ પડે તો કંપારી વાયુ થવાની નીશાની છે. મરજ હાદામાં આંખમાંથી વગર ઇરાદે પાણી નીકલે તો નજલો અથવા દીમાગપર શોજો થવાની નીશાની છે. મરજ હાદામાં બેહુ પલકનુ વલગી જવુ મોત પાસે આવવાની નીશાની છે, અગર મરે નહીં તો ગાંડા થવાની નીશાની છે. આંખ એહવી રીતે ખુલ્લી રહે કે આપણી આગલી પાશે લઈ જઇએ તોપણ આંખ બંધ કરે નહીં તે મોતની નીશાની છે, અગર

ધુજારી વાલાની આંખ બંધ થાએ નહીં તો મરીજને મરવાની નીશાની છે. આંખની શફેદી અથવા કાલાશનુ દુર થવુ મોતની નીશાની છે. ભુખથી અથવા ઝાડાથી આંખનું નીચે જવુ મોતની નીશાની છે. વગર હરકતે આંખ ઠરી જાએ તો અલામત રદી છે. આંખની કાલાશ ઉપર મ્રાકડીના જાલા જેવુ પડ બંધઇ જાએ તો મોતની નીશાની છે. આંખનુ પોતાની આદતથી વધારે ઉઘાડુ રહેવુ અને જેમ તેમ વાત કરવી અલામત રદી છે. મરશે.

## નાકની પીછાન.

૬ નાકનુ ફરી જવુ અથવા ચોડુ થવુ ચામડીનુ કરચલી પડી જવુ નાકના ખેચાવાની દલીલ છે, અથવા કસ્તુરી લશણ યા ગાજની મટોડીની ખુશબો આવે અથવા છીક આવે તો મરવાની નીશાની છે. મરજ હાદામાં નાકમાથી પાણીનુ વેહવુ કવત કમ થવાની અથવા મોતની નીશાની છે. શરૂ મરજમાં છીંકનુ આવવુ ઘણુ રદી છે. જુંખામ અને જુલાબમા છીકનુ આવવુ ઘણુ શારૂ છે. મરજ હાદામાં નાકથી બદબોનુ આવવુ જલદી મરવાની નીશાની છે. મરીજના વગર કારણે હાથ હાલે છે ને નાકમા આંગલી કરે ઘણી બુરી નીશાની છે. ફેફડા અને ઇજલાની શગલી બીમારીમા જુખામનુ થવુ રદી છે. જે મરીજની ધાતુ પાતલી અને નાકમાં રતુબતનુ જારી થવુ મોત પાશે આવવાની નીશાની છે.

## કાનની પીછાન.

૭ કાનનુ ઉભરાએલુ યા બેઠેલુ માલમ પડવુ યા કાનનુ ફેરી જવુ અથવા કાનનુ સુકાઈ જવુ એ નીશાની રૂહને ફારીક કરવાની છે હરારતના જોરથી હમીઆત હાદામાં કાનમા દરદનુ થવુ કમાલ રદી છે. અગર કાનમાં મેલ યા પરૂ જારી થાએ તો ઘરડા માણશને બચવાની નીશાની છે.

## દાંતનુ પીછાન.

૮ જાગતા માણશનુ વગર વીચારે દાંતનુ ઘશાવુ ગાડા થવાની નીશાની છે અગર જાણી જોઈને દાંત ઘશાએ તો મરવાની નીશાની છે. દાંત લીલા હોએ અને એહવી રીતે કે જાણે કંઇ ચીજ ચાવે છે પણ કંઈ ચીજ મોંમા હોએ નહીં તો અલામત રદી અને કરીબ મોતની નીશાની છે.

## હોઠ જીભ અને મોંની પીછાન.

૯ મરજ હાદામાં હોઠ સુકાએ અથવા ફરી જાએ અથવા ઠંડા થઈ જાએ તો અલામત રદી છે. અને કાલજાને ખેચવાની નીસાની છે. શરૂ મરજથી ચઉદ દીનમાં અગર જીભ અને હોઠ સુકા થઈ જાએ પછી કાલા પડી જાએ તો રદી છે. હોઠનુ ફાટી જવુ અને માહેથી પીલુ પાણી નીકલવુ શકત હરારત અને દુખની નીશાની છે. જીભનુ કાલુ અથવા લીલુ થઇ જવુ અને આંખની પલકમાં દરદ થાએ તો મોત પાશે આવવાની નીસાની છે. હોઠનુ ધોલા થવુ જીગરપર જઈફ કઉવતની નીશાની છે. મરીજના મોંમાથી બદબો આવે તો હરારત તાકુન-

ની અલામત છે શરશામવાલાનુ મોં વાકુ થાએ તો અલામત રદી છે અને મરીજની બદહાલીની નીશાની છે.

## ગરદન હલક અને મરીની પીછાન.

૧૦ હલકથી ખુનાક વગર યાને બોહરાન જાહેર હોએ ને મોંહમા કફનુ આવવુ રદી છે. મરજ હાદામાં એવુ થવુ મરવાની નીશાની છે. ગરદનનુ એહવી રીતે વાકા થવુ કે ખાવાનુ હલકમા ઉતરે નહીં અને મરજ હાદામાં મલેકાનુ થવુ અગર મરીજ પાણી પીએ તે ગલે ઉતરે નહીં ને નાકમાંથી નીકલી જાએ અલામત રદી છે. ખુનાકથી હલકમાં શોજો હોએ અને જાહેરમાં બદનપર માલમ નહી પડે અને મોંમાથી કફ આવે નહી અને દરદ પણ થાએ નહીં તો પાશે મોતની નીશાની છે.

## પરદાની પીછાન.

૧૧ જાતુલજમ, જાતરરી, જાતુ, શદરથી શરશામનુ પેદા થવુ અને ફરાકતાણથી તમદ્દુદનુ જાહેર થવુ અને માથાપર ભાર થવાથી અને શમજમાં ધાશકો હેરતનુ પડવુ ને શલની માફક પેટનુ થવુ જીગરથી શોજો ને ફવાકનુ જાહેર થવુ જાગતામાં આદમીનુ ખેચાવુ અને ઈનિકીશાફ અજમથી જુમરાનુ પેદા થવુ જેને લાલ બાદા કહે છે અને જુમારાથી અફુનતનુ પેદા થવુ શારીઆન શદીદથી ઈનિફીકાર દમનુ શરૂ થવુ લોહીનુ જાહાડાશાથે આવવુ હાડકામાં ટુટેલુ માલમ પડવુ અને શમજનુ દુર થવુ અલામત રદી.છે.

## માદાની પીછાન.

૧૨ ફીરાક આંખની લાલાશ યા ઓકારી યા ઝાડો યા ફવાકની પછી ઓકારી યા કુલંજની બેમારીનુ થવુ બદહાલીની નીશાની છે. મરજ હાદામાં હાદા મટા પછી તાણનુ થવુ રદી છે. અલામત બદનમાં હવાનુ ભરાઇ જવુ પછી દરદ થવુ માદા-પર શોજાની નીશાની છે.

## સ્વાશનુ પીછાન.

૧૩ ઇમિરાજ હાદામાં સ્વાશનુ જઇફ થવુ રદી છે. મા-દાનુ કબજ થવુ એટલે દમનુ બંધ થવુ ઘણુ રદી છે. મરજ હાદામાં નાક અને મોંમાથી શરદ હવાનુ આવવુ રદી છે સ્વાશ-નુ એકદમ જારી થવુ હરારત વધવાની નીશાની છે. સ્વાશનુ વધારે ચાલવુ અથવા એકદમ બંધ થવુ અકલ અને હોશનુ કમી થવાની નીશાની છે છાતીના દરદમા દરદીથી બરાબર સ્વાશ લઈ શકાતો નથી એ દેશત ભરેલુ છે. ઇમરાજ હાદામાં તથા જાતુરરીમાં સ્વાશનુ ઘણુ ઝીણુ થવુ અલામત રદી છે. અગર દમ ગડી ગડી પોતાની હાલત બદલે ને તેની શાથે બેહોશી પ-ણ શરૂ હોએ તો મોતની નીશાની છે મરજ હાદામાં મરીજ ર-ડતો દમ લે એટલે જાણે કોઇ રડે છે એવુ માલમ પડે તો મરી-જને મોતની નીશાની છે. મરીજ દંમપર દંમસ્વાશ લે અને કો-ઇ કોઇ વાર સ્વાશને ખેચવો જલદી મરવાની નીશાની છે..

## સુવાની પીછાન.

૧૪ સારી હાલતમાં સુવાની આદતથી ઉલટુ સુવે તો

રદી છે જે મરીજને પાધરી રીતે સુવાડે ને ખસી ખસી જાએ અને ઊંધો સુવે તો રદી દેશત ભરેલુ છે. હાથપગ ઉપર લુગડુ નહીં રાખે એક જગાપર નાંખી મુકે હરારત માલમ પડે નહીં ને જલન થાએ તો શખત દુખની નીશાની છે. હાલત મરજમે ચતા સુવુ કવત અને શકતીનુ જઈફ થવાની નીશાની છે. અને મેદા, આતરડી, જીગર એમાં ઇખતીલાતની શરત મલવાની નીશાની છે. ઉંધા સુવું અને હાથપગનું ફેલાવી રાખવુ પેટમાં દરદ થવાની નીસાની છે. ચીતા અથવા ઉંધાજ સુવું આફત એહુશાની નીશાની છે. અગર મરીજ દીનપરદીન એહવો નાતાકાત થઈ જાએ કે ચાલવા ફરવાનુ બંધ થઈ પછી ઉઠવા બેશનુ બંધ થાએ પછી પાશુ ફેરવવુ ને આખરે વાત કરવાથી પણ આજીજ થાએ ને તદબીર બરાબર થાએ પણ કૌવત ઘટતુજ જાએ તો અલામત રદી છે. દીવશનુ સુવુ અને રાતનુ જાગવુ દરદ થવાની નીશાની છે. બહુ સુવુ કે નાડી જઈફ થાએ ત્યાં સુધી તો કૌવત કમ થવાની નીશાની છે.

## ઊંઘતો તથા જાગતાની પીછાન.

૧૫ મરીજનુ હરવખત જાગતા રેહેવુ દાહડો કે રાતમાં બીલકુલ સુવુ યાને ઊંઘવુજ નહીં તો એ અલામત ઘણીજ રદી છે. મરવાની નીશાની છે.

## ચામડીની પીછાન.

૧૬ ચામડીનુ ખેચાઇને હાડકાની ઉપર ચોંટવુ ને હાથે પકડી ખેચીએ તો ખેંચાએ પણ પાછી પોતાની જગાએ નહીં જા-

એ તો ઘણુ રદી છે. વગર જુલાબે કે વગર દવાએ કે વગર કા-
રણે ચામડીનુ સુકાવુ મોતની નીશાની છે. મરીજની ચામડી
શકત ખેચાઇ હોએ અને મરીજ નબલો પડી જાએ ને પસીનો
આવે નહીં તો મરી જસે. જે મરીજની ચામડી હંમેશાજ ખ-
રબચડી હોએ તો તેને પણ મરતી વખત પરશેવો આવશે.

## પેટની પીછાન.

૧૭ પેટનુ તંગ થવુ. એહુશાની જઈફી અને ખુશકીની
દલીલ છે. અને ખાવાનુ પણ હજામ થાએ નહીં તો અલામત
રદી છે. ઇમરાજ હાદામાં ભુખનુ કમ થવુ અને નુદજનુ રેહવુ
ખુશકી અને તંગી પેટની નીશાની છે. અગર કેટલાએક મોટા
ફાડા કાલા રંગનાં બદનપર જાહેર થાએ તો મોતની નીશાની
છે. કુંખનુ શખત થવુ અને બેહુબાજુપરથી એક બાજુએ ની
કલે તો નકી મોત થશે. ઉજલા એ શીકમ (પેટનું) મુનફે (ન-
ફાસીયત) બરબાદ થવુ અને બદનનુ દુબલાપણ થવુ એહુશાના
શોજાની નીસાની છે.

## ઈશતીશકાની પીછાન.

૧૮ અગર મરજ હાદામાં ઇસિતીસકાનુ થવુ ઘણુ રદી
છે ને એહેવા ઘણા મરે છે. હાલત દરદમા પેલાથી લોહીના ઝા-
ડા થયા હોએ અને પછી ઇસિતીસકા યા જલક પેદા થાએ તો
ઘણુ દેશત ભરેલુ છે. ઇસતીશકાવાલાને ખાશીનુ થવુ ઘણુ રદી
છે. ઇસતીશકાની આખરમાં પીલુ પાણી નીકલે તો શાતમે રો-
જ મરવાની નીશાની છે. ઇસતીશકા અને ઇશહાલ શફરાવી

બેહુનુ શાથે થવુ રદી છે.

## ઊરૂકની પીછાન.

૧૯ પેશાની પલક હલક હલકની નજીક જે જીણી નશો છે ત્યાં ઉરૂકનુ નીકલી આવવુ અને ચામડીમાજ દેખાવું એ અલામત રદી છે. એટલે શારૂ થવાનુ નથીજ.

## મુકેદનુ પીછાન.

૨૦ ઇમરાજ હાદામાં ઘણા દુખથી આમલ નીકલી આવે તો કઉવત કમ થવાની નીશાની છે. ઇમરાજ હાદામાં હવા અવાજ શાથે નીકલે કે આદત હોએ નહીં તો અલામત રદી છે અગર વગર ઇરાદે થાએ તો કમાલ રદી છે.

## અલામત આલાત એટલે ઈંદરીની પીછાન.

૨૧ ઇમરાજ હાદામાં ઈંદ્રી શોજાથી ખેચાઇને ફરી ગઈ હોએ તો બુતલાન હરારત અજીજીની નીશાની છે. હમલ વાલી ઓરતને હાદાનો મરજ શરૂ ,થાએ અને થાન નાના થઇ જાએ તો હમેલ પડી જવાની નીશાની છે. એક છાતી નાહાની એક મોટી હોએ તો હમલ કાયમ રેહેવાની નીશાની છે. અગર જમણી છાતી નાની હોએ ને ડાબી મોટી હોએ તો છોકરો થશે. અગર ડાબી નાની હોએ તો છોકરી થશે. ઓરતની છાતીમાં લોહીનુ માલમ થવુ બચાંને ગાડા થવાની નીશાની છે.

## હાથ પગની પીછાન.

૨૨ ઇમરાજ હાદામાં હાથપગનુ શરદ થવુ વરમ એહશા અને હરારત અજીજીની નીશાની છે. અને બેહોશીનું પણ માલમ પડવુ અલામત રદી છે. હાથપગનુ લીલા થવુ મોતની નીશાની છે. અગર હાથપગનુ લીલાશ બનફશીરંગ અથવા કાલા થઈ જવુ અલામત રદી છે. હાથપગના શોજામાં જલન હોએ તો જલદી મરવાની નીશાની છે. હાથપગનુ એકદમ લાલ કાલુ થઈ જવુ અલામત રદી છે. ને બેહોશી પણ માલમ પડે તો જલદી મરવાની નીશાની છે. ઓરતને અટકાવના વખતમાં બેંચ અને એહશાનુ પેદા થવુ મોતની નીશાની છે. મરજ હાદામાં હીચકીનુ આવવુ ઘણુ દેશત ભરેલુ છે અને અવાજનુ જઈફ થવુ કમતાકતીની નીશાની છે.

## વાતચીત અને અંવાજની પીછાન.

૨૩ મરીજનુ વાત કરવાથી તથા શાભલવાથી ચુપ રહેવુ અને કોઇને પણ બોલતા અટકાવ કરે કે નહીં બોલો તો શારૂ યા પોતે વાત કરતાં કરતાં ભુલી જવુ પોતાનુ મોં લોકોની તરફથી ઉલટુ ફેરવવુ મનમાં ધાશકા પડે, સુસ્તી થાએ, બેંચ આવે એ આફત દીમાગથી નીશાની મોતની છે. મરીજનુ જલદી જલદી વાત કરવુ અલામત રદી છે ને દીમાગના ખલેલની નીશાની છે. મરીજ પોતે મરેલા માણશની અથવા મોતની વાત કરે ને તેનાથી બહુ ડરે મોતની નીશાની છે.

## ભુખ અને પ્યાશ એટલે તરશની પીછાન.

૨૪ મરજ હાદામાં ભુખનુ નહીં રહેવુ માદામા પાણી ભરાવાની નીશાની છે. મરજ મજમનેમાં ભુખનુ બંધ થવુ કુવત તબઇનાં જઇફ થવાની નીશાની છે. મજમનેના દરદમા ઝાડાનુ શરૂ થવુ ને ભુખનુ બંધ થવુ એ અલામત રદી છે.

## ચાલવા ફરવાની પીછાન.

૨૫ અકલમાં ઇખતીલાત અને બેકરારીનુ માલમ પડવુ બુખાર દીમાગની તરફ જવાથી થાએ છે. હાથ પગ અને માં-થાનુ કાંપવુ (ધ્રુજવુ) આજાની સુસ્તી કૌવતના કમ થવાની ની-શાની છે. મરીજનુ કુદવુ અને શઉને વલગવુ દીમાગની તરફ બુખાર રદી સુકાએલાને જવાની નીશાની છે.

## હરકતનુ પીછાન.

૨૬ મરીજને ઉઠવા બેશાવાથી સ્વાશ લેવો મુશકલ પડે રદી છે ને ફેફશા ઉપર શોજો ચડવાની નીશાની છે. મરીજ ઘડી ઘડી આલશ મરોડે અને બગાશા ખાએ તો ખલ્તમાં બુ-ખારના જવાથી કઉવત જઇફ થવાની નીશાની છે ને તે રદી છે. અગર આલશ મરોડવાથી સુખ માલમ પડે તો અલામત મેમુદા છે એટલે શારૂ થવાની નીશાની છે.

## શોજાની પીછાન.

૨૭ તપહાદામાં આરામ મુગાબન એટલે હાથ, પગ, બગલ અને ગાલ એની જડમાં જો શોજો માલમ પડે તો મોત-

ની નીશાની છે. ને તાવ આવતાં પેલા તથા પછી માલમ પડે તો રદી છે. અગર કાનની જડપર શોજો પાકો નહીં હોએ તોપણ રદી છે. અગર પાકો હોએ તોપણ રદી છે. જો શોજો દખાઇ પાછો મટી જાએ તો રદી છે. અગર મટીને પાછો દેખાએ તો શારૂ થવાની નીશાની છે. હાથપગનુ સુજવુ ચઉદ દીવશની પેહલા મોત આવવાની નીશાની છે. ઇંદ્રીનુ સુજવુ પાશે મોતની નીશાની છે. તપ હાદામાં તથા હારરામાં શોજાનુ ઘણા ઝાડા શાથે થવુ રદી છે. મરજ હાદામાં જખમનુ કાલુ થવુ અથવા લીલુ થવુ ઘણુજ રદી છે.



## અરક એટલે પસીનો એની પીછાન.

૨૮ મરજ ઇસતીશકાની આખરમાં મોંનુ જોશ મારવુ અને પસીનાનુ જાહેર થવુ અને જખમોની ઉપર પસીનાનુ નીકલવુ રદી છે. જખમપર ઘણોં સોજો હોએ ને પસીનો ઘણો હોએ તો રદી છે. કોઇ ખાશ શાધામા પશીનો નહીં આવે તો તે જાગા ઉપર કઈ પણ દરદ થવાની નીશાની છે. અગર મરીજને ઊંઘમાં પશીનો ઘણો આવે તો ઘણુ ખાધેલુ છે અથવા શરીરનુ નબલા પડવાની નીશાની છે. અગર ઘણો ખોરાક પણ ખાધેલો નહીં હોએ તો કંમ કુવત અને શરીરમાં રતુબત ઘણી થવાની નીશાની છે. મરજ હાદાની શરૂઆતમાં પસીનાનુ આવવુ ખાધુ નહીં પચવાની નીશાની છે. કશરીરા એટલે કોઇ ચીજને જોવાથી શરીરના વાળ ઉભા થાએ ને પછી પરશેવો આવે તો મરીજનુ કઉવત અને બદનમાં ખલતને પરેસાન થવાની નીશાની છે તપ હાદામાં ઠંડા પસીનાનુ આવવુ બધા

શરીરમાં અને માથુ અને ગરદનમાં નકી હોએ ગરમ પસીનો તો અસલામત રહી છે. અગર પશીનો ગરમ હોએ ને ગરદન અને શીનામાં દરદનુ જાહેર થવુ રહી છે. મરજના નખ પીલા હોએ ને પરશેવો શરદ આવે તો અસલામત રહી છે. પશીનાનુ ગરમ આવવુ અને શરદ આવવુ એવુ ઘણા દીવશ રહે તો અ-લામત રહી છે. અગર પસીનો ગરમ છે હલકા મરજની નીશા-ની છે. અગર શરદ છે મરીજનુ જોર ઘણુ તે મરવાની નીશા-ની છે. અગર પસીનો ઘણો આવે ને તાવ ઘણો નહીં હોએ ને પશીનો આવવાથી થોડો આરામ કે માથુ દુખતુ નરમ પડે અથવા તાવ પણ નરમ પડે એહવુ નહીં હોએ તો માદામાં ઘણી ગલીચીથી બીમારી તુલ ખેચવાની એટલે લાંબા દીવશ પોહોંચવાની નીશાની છે. એને એબીમાર ને ઝાડે જવામાં શબુર રહેતી નથી. અકલઇ જાએ છે. મરીજના નખ લીલા હોએ યા જીભ ઉપર શોજો હોએ યા બદનપર નાના નાના ફોલા હોએ અને કપાલ ઉપર પસીનો ઠંડો આવે તો પાશે મો-તની નીશાની છે.



## ચરકાનની પીછાન.

૨૮ તપ હાદામાં ચરકાનનુ શાત દીવશ પેલાથી થવુ રહી છે અને ચરકાનની પછી ઝાડાનુ શરૂ થવુ રહી છે ચરકાન-ની પેલા ઝાડાનુ થવુ રહી છે પણ એહનાથી મરીજને હલકા માલમ પડવુ તથા આરામ માલમ પડવુ તો શારૂ થવાની ની-શાની છે. અગર ચરકાનની પછી ઝાડા મરારી એહવી રીતના કે ઝાડો જમીનપર નાખે તો જમીનને જોશમારે પછી ઠરી જા-

એ અને ઉપર તરી જેવુ માલમ પડે તો એ અમર ઘણો દેશ-ત ભરેલો એટલે ખોફનાક છે. ચરકાનની હાલતમા કલેજાનુ શ-ખત થવુ ઘણુ રદી છે. એ મરીજ હાદામા મરીજનો ચેહેરો અને પગ લીલા થઈ જાએ અને ચરકાન શરૂ હોએ તો એ અ-લામત રદી છે. તે ઘણામા ઘણા ચઉદ દીવશની અંદર મરણ પામશે.

## રૂઆફની પીછાન. (ઝાડો)

૩૦ રૂઆફની શરૂમા મરીજને આરામ માલમ પડે નહીં તો રદી છે રૂઆફનુ કાલુ અને કતરેકતરે આવવુ દી-માગના શોજાની નીશાની છે. લીલો અને પીલો રૂઆફ શફરા-ઇ સુકાની નીશાની છે.

## પેશાબની પીછાન.

૩૧ ઝાડો સુકો આવે ને પેશાબ પાતલો આવે તો રદી છે. હમી દાયલી તથા સુદાના દરદમાં પેશાબનુ બંધ થવુ ગલી-જ થવુ અને પશીનાનુ ઘણુ આવવુ નીશાની રદી છે. તાવમાં ટીપે ટીપે પેશાબનુ શરૂ થવુ રૂવાફ થવાની નીશાની છે. મરી-જને હર વખત તરશાનુ રેહેવુ અને પેશાબનુ ઘણુ પાતલુ ગલી-જ અને ગંદકી શાથે શાફ આવવુ નહીં ને કોઈ ચીજ મહી જો-વાથી શાફ માલમ પડે નહીં તો એ અલામત રદી છે. પેશાબનુ ગલીજ થવુ મરીજને લંબાણુ મરજની નીશાની છે. ઇમરાજ હાદા યાને ઘણુ કરીને હમી મેહોરકા અને શરશામ દમવી યા-શફરાવીમે પેશાબનુ પાતલા ને શફેદ થવુ તબીઅત ઘણી નરમ

પડવાની ને મોતને પાશે આવવાની નીશાની છે. યા પેશાબ જારી થઇ જવાની નીશાની છે માદામાથી નીકલી જઇને પાછી દીમાગની તરફ જાએ તો શરશામ થવાની નીશાની છે. ઝાડામાં મલવાથી શોજો થવાની નીશાની છે. પેશાબનુ પાતલુ અને શફેદ આવવુ જઇફિ કુવત અને નરમ તબીઅતની નીશાની છે. મરજ હાદામાં પેશાબ સફેદ પાતલો ગલીજ આવે ને માહી કાલો પણ હોએ તો તાણ થવાની અથવા મોત થવાની નીશાની છે. મરજ હાદામાં પેશાબનુ લાલ તથા પાતલુ થવુ શારા થવાની નીશાની છે. પણ આખરે બાહોરાન થવાની નીશાની છે. અને બાહોરાન માલમ નહીં પડે તો પાશે મોતની નીશાની છે. ચરબીના જેવો અને બો વાલો અને જેનો રંગ માંશના પાણી જેવો એવો પેશાબ નીકલે તો અલામત રદી છે. અગર પેશાબ બોદાર અને કાલો અથવા ઘણો હોએ ને ઘણુ કરીને મરદ ઓરતનો ને છોકરાનો પાતલો હોએ તો અલામત રદી છે. શારૂ થવુ ઘણુ કડણ છે. અગર અઇલાન કે કોલંજની કિસમ છે જો ટીપે ટીપે પેસાબ આવે તો શાત રોજમાં રોગી મરે પણ શરત એવી કે એટલી મુદતમાં શામટો પેશાબ ને તાવ બે શારૂ નહી થાએ. અગર મરીજને શારૂ મરજથી ચોથે રોજ પેશાબ તેલ જેવો દખાએ તો એ મરીજ શાતમે રોજ મરી જશે. જે મરીજનો પેશાબ ગલીજ હોએ ને તેમાં નાના નાના માંશના કડકા અથવા બલગમના કડકા માલમ પડે તો એ અમર ગુરદાના કડકાની નીશાની છે. વગર કારણે પેશાબ લોહીના જેવો આવે તો દરદ માથામાં તથા ગુરદાની પાશેની નશ ફાટવાની છે.

---

## રસુબ એટલે આમની પીછાન.

૩૨ મરજ હાદામાં લાલ રસુબનુ આવવુ ઈખતીલાત અકલની નીશાની છે અને હંમેશા એમજ રહેવુ અલામત રદી છે. રસુબનુ મુખતલફલકવામ એટલે ઉલટા રંગનુ માલમ પડવુ રદી છે. રસુબનુ બીલકુલ નહીં રહેવુ ને પેશાબમા તેલીઆ રસુબનુ માલમ પડવુ ઘણુ રદી છે. કાલા પેસાબની પછી રસુબનુ જાહેર થવુ ઘણુ સારૂ છે. અને રસુબનુ કાલા વાદલ જેવુ તબીઅત નરમની નીશાની છે. શમજાણમા પણ ફરક માલમ પડે તો મોતની નીશાની છે. અથવા મરજ લંબાણ ખેંચે. અગર પેશાબ એહવી રીતે આવે અને અકલ હોશનુ બરાબર રહેવુ જલદી શારા થવાની છે.

---

## અથ ઝાડાની પીછાન.

૩૩ પાતલો પીલો અને કફદાર ઝાડાનુ આવવુ રદી છે. ઝાડો શફરાવી હોએ ને રોગીની ભુખ જાતી રહે તો એ અમર પણ રદી છે. દસ્તના આવવાથી આગ બલે ને આમલ નીકલે તથા બીજી રદી નીશાનીઓ માલમ પડે તો તે રદી છે. કાલા ઝાડાનુ એકદમ ખુદ બખુદ આવવું તે તાવથી હોય અથવા વગર તાવે હોએ તોપણ એ રદીની નીશાની છે. કોઇ મરીજને અવામાણ થઈ હોએ ને ઝાડો નીકળવાની જગાએ ચોળાના દાણા જેવા અંકુર માલમ પડે અને ડાબા કાનની પાછળ શોજા જેવું માલમ પડે અને તરશ પણ ઘણી લાગતી હોએ તો એ રોગી શરૂ મરજથી વીશ રોજમાં ઘણુ કરીને ઓકારી શરૂ થતા મરી જશે. ઘણા ઝાહડા થઆ પછી તાણ અથવા પેટનુ ચડવુ

એ નીશાની રદીની છે. ઇસતીશકાની બીમારીવાલાના ઝાડા-માં કોયલા જેવી કોઇ ચીજ દેખીએ તો એ ઘણુ દેસત ભરેલું છે. મરજ હાદામાં કાલો અથવા લીલો અને ગંધાતો ઝાડો ઘણોજ રદી છે. ઘણુ કરીને શફરાવી મરજમાં એહવી રીતે થવુ ઘણુ રદી છે. ઘણા દીવશના મંદવાડમાં તથા ઘણા ઝાડા થયા પછી કાલા ઝાડાનુ આવવુ ઘણુજ દેશત ભરેલું છે. લોહીનો ઝાડો થઇ શરૂમાંજ કવતનું કમ થવુ મોતની નીશાની છે. રો-ગીને લોહીના ઝાડા થાએ ને તેમા માંશના કડકા જેવુ કઇ દે-ખાએ તો મોતની નીશાની છે. મરજ હાદે અથવા મજમનેના દરદમાં કાલા લોહીનુ ઘણુ નીકલવું અને રોગીની તાકતનુ કમ થવુ એક બે દીવશમાં મરવાની નીશાની છે. અગર એ પ્રમાણે કોઇ સ્ત્રીને કે તેનો ગરભ પડી ગઓ હોએ તેને માલમ પડે તો બીજે રોજ મરવાની નીશાની છે. જે મરીજનો ઝાડો શોદાવી હોએ ને તેમાંથી ઘણી ખાટી બાં એહવી રીતે જાણાએ કે જ-મીનપર નાખવાથી જોશ ચડે તો મોતની નીશાની છે. અગર દમની બીમારીમાં તાવનુ તથા ઝાડાનુ જારી થવુ મોતની નીશાની છે. મરજ જાતુલજમ અને જાતુરરીની પાછળ ઘણા ઝાડાનુ જારી થવુ મોતની અલામત છે. મરજ સીલમાં ઝાડાનુ શરૂ થવુ એ પણ મોતની નીશાની બતાવે છે. એહેવો ઝાડો થાએ કે તેની ઉપર ઝાક માલમ પડે અને એમ જાણાએ કે ઝાડા થવાનુ કારણ કઇ જુદુજ છે તો તે નીશાની રદી છે. ઝાડાની વાટે તથા મોંહની વાટે ખુંનનુ જારી થવુ એ નીશાની રદી છે. ગર્ભવંતી સ્ત્રીને પેચશનુ થવુ રદી છે. મરીજનાં બદન-માંથી ઘણા લોહીનુ નીકલવુ ત્યાર બાદ તાણનુ થવુ ઘણુજ રદી છે.

## અથ થુકની પીછાન.

૩૪ થુકનુ ઓકારીની માફક આવવુ ઘણુ રદી છે. થુંકનુ લાલ અથવા પીલુ આવવુ એ ઘણુ રદી છે. થુકનુ લીલો કફદાર અને પાતળુ ખાશીની શાથે નીકલવુ ઘણુજ રદી છે. ગુબાર મલેલા કાલા થુકનુ નીકલવુ શર્વેથી રદી છે. જે થુક ગલવાથી છાતીમાં નરમાશ નહીં આવે ને થુક કાલુ હોએ તો તે રદી છે. સીલ્લના મરજમાં થુકનુ કમ આવવુ માદાના કવતનુ કમ થવાની નીશાની છે. જાતુરરીના મરજમાં પરૂ તથા રતુબાત શાથે થુકનુ નીકલવુ રદી છે. શીલવાલાને બીલકુલ થુકનુ બંધ થવુ પાશે મોતની દલીલ છે. શરૂ મરજમાં પરૂ અથવા ખુન બોદાર શફેદ પીલો મલેલો રંગનુ થુક આવે રદી છે. થુકનુ ઘણુ આવવુ અને શેહલાઇથી વગર વીચારે બંધ થઈ જવુ તો તે બીમારી લાંબા દીવશ ખેચવાની દલીલ છે.

## ઓકારીની પીછાન.

૩૫ ઓકારી લીલી ઘણુ કરીને બોદાર અથવા લાલ અથવા કાલી શરૂ થાએ તો શઘળી વાત રદી છે. ઓકારી આદતથી ઉલટી હોએ ને જમીનપર નાખવાથી જમીન જોશમાં આવે અથવા જમીનપર નાખ્યા પછી રંગ બદલાઇ જાએ અથવા કફ બંધાઇ જાએ તો એ શઘળી અલામત રદી છે.

## પરચુરણ પીછાન.

૩૬ જો રોગી પોતાના પગને છાતી સુધી લાવી લાવીને લાંબા કરે તો તે નીશાની મોતની છે. સલ્લની બેમારીમાં વા-

ળનુ ખરી પડવુ મોતની નીશાની છે. નીશા ની હાલતમાં શક-તાનુ થવુ ઘણુજ રદી છે. જે રોગના બરાબર ઈલાજ થાએ તો-પણ કોઇ રીતે આરામ માલમ પડે નહીં તો તે રદી છે. કોઈ મરીજને વાગે અથવા ખુંચે એવી ચીજ લગાડવાથી પણ કઇ ખુચે નહીં તો એ નીશાની મોતની છે. રોગી નબલો પડી ગઓ હોએ ને દુંટી આગળ ઊંનું માલમ પડે તો નીશાની રદી છે. અને તેની શાથે ઝાડાનુ શરૂ થવુ ઘણુ રદી છે. કોઇ રોગી નુ શરીર ઘણુ ગલીજ હોએ ને શરીર નબલુ પડી જાએ તો પાશે મોત આવવાની નીશાની છે. "એ હકીકતો પુરી થઇ છે."

---

# રમુજ સાતમી.

॥ એમાં નાડી પરીક્ષાનુ બીઆન લખુછે. ॥

નાડીનુ જોવુ હકીમ લોકોને ઘણો જરૂરનો વીશય છે. જે હકીમને નાડની ખબર નથી તેને હકીમજ ન કહેવો જેમ વીણાના વજાડનારને સ્વરનુ જ્ઞાન નહીં હોવાથી વીણા નકામી છે તેમ વૈદને નાડી જ્ઞાન વીના વઇદકના શઘળા શાધન નીર્થક જાણવા નાડના જોવાથી કલેજાના દરદો તથા પેશાબના જોવાથી પ્રદેશના અવયોના દરદની ખબર પડે છે. "હવે હકીકત શાથે તરકીબ લખું છું."

હકીમની નાડ જોતી વખતે નાડની ઉપર મુકેલી આંગળી નરમ જોઇએ કે નાડ પોતાની ચાલમાં બરાબર ચાલે તથા વઇદ ઠરેલા મીજાજનો પાકી અકલનો અને દુરસ્ત તબીઅતનો જોઇએ કેમકે તેહની તરકશકતી વધારે કામ કરે અને નાડ એ-

હવી વખતે જોવી જોઇએ કે રોગી, ખુસી, ભય, શોક, થાકેલો, નાહેલો, ઊંગીને ઉઠેલો, ભુખો, ઉજાગરો કરેલો એહવા માણશ વગેરે જે કોઈ નાડીનુ રોકાણ કરે એહવી ચીજથી માણશને દુર રહેવુ જોઇએ કેમકે એવી હાલતમાં નાડનો ભરોશો રહેતો નથી હર માણશની પ્રકૃતી જુદી જુદી હોએ છે અને નાડની ચાલ પણ જુદી હોએ છે માટે મીજાજ ઉમર રૂતુ હવા વીગેરેનો વીચાર કરી નાડ જોવી જોઇએ પણ નાડ બરાબર એવી વખતે માલમ પડે કે વૈદ તેની નાડ ઘણીવાર જોઇ હોએ અથવા શારી હાલતમાં એની નાડ કેવી હાલતમાં ચાલતી હતી તે વાતથી વાકફ હોએ તો ખરો હાલ માલમ પડે છે અથવા એમ નહીં હોએ તો વૈદ તે રોગીનો તમામ હાલ શારો યા નબલો બરાબર જાણી નહીં શકવાનો માટે જેમ અનુભવી માણશ હોએ તેમ શારૂ **અથ તરકીબ** નાડને ચાર આંગળીએ જોવી. **મુશબ્બે** એટલે અંગુઠા પાશેની આંગળી. **વશતી** એટલે વચલી આંગળી. **બનશર** એટલે વચલીની પાશેની આંગળી. **ખીનશર** એટલે છેલ્લી આંગળી. એ ચાર આંગળીથી જોતાં છેલ્લી આંગળી રોગીના હાથના અંગુઠા ભણી રાખવી એવી રીતે નાડી જોવાની રીત યુનાની હકીમોની છે. શબબ એ છે કે અંગુઠાની પાશે નાડની કશરત ઘણી માલમ પડે છે. અને ઘણુ કરીને હાથની તરફ જાએ છે ને ત્યાં છુપી જાએ છે અને અંગુઠાની પાશેની આંગળીમાં બીજી આંગળી કરતાં વધારે જોર હોએ છે માટે હાથગમી તે આંગળી રેહેવી જોઇએ કેમકે બરાબર દબાઇલી નશો પણ શારી રીતે માલમ પડે ડાબા હાથની નાડી ડાબે હાથે અને જમણા હાથની જમણે હાથે જોવી જોઇએ. હાથ પગની વચે રાખી નાડ જોવી જોઇએ. હાથ એક

બાજુથી તથા પાછળથી દબાઇલો અથવા હાથે કંઈ બાંધેલુ ન જોઇએ. નાડી બતાવનારનો હાથ ઢીલો રહેવો જોઇએ કારણ કે તેની ચાલમાં ફેર પડી જાએ નહીં. નાડ જોવાવાલો તથા બતાવનાર પણ બરાબર બેશવા જોઇએ વૈદ પણ નાડ જોતી વખત તકીએ અઢેલીને બેશવુ નહીં જોઇએ અને વૈદને જરૂર છે કે પેલાથી નાડનુ કૌવત અજમાવે જો નાડ જોરમા ચાલતી હોએ તો આંગળી જોરથી મુકે અને નરમ ચાલતી હોએ તો નરમીથી મુકે કેમકે નાડ નરમીથી ચાલતી હોએ ને આંગળી જોરથી મુકે તો ચાલતી નાડી બંધ થઇ જાએ છે. જાહાં સુધી નાડ બરોબર જોવાએ તાહા સુધી હાથ નાડ ઉપરજ રહે ઇહાંસુધી કે ૩૦—૩૫ વાર નાડ ધબકે એટલા વખતમાં ઘણુ કરીને રોગની હાલત માલમ પડે છે. હકીમ મહમદજીકરીઆનુ કહેવુ છે કે બારથી તીશ સુધી હાથ રાખવો કેમકે નાડ ધીમીથી ઉતાવળી અને ભારેથી હલકી અને હળવીથી ભારે અને ઉતાવળીથી ધીમી એવી રીતે ફેરફાર થાએ છે માટે ખુબ ધારીને જોવુ. “હકીમને લાજમ છે કે” નાડી જોવાને માટે બેઘડી રોગીને આવીઆ પછી બેશાડવો અને તેને જબાનથી હાલ પુછવો તારપછી નાડ જોવી તેમાં એહવો ફાએદો છે કે રોગીને વઇદના જોવાથી કબી ખુશી ઘણી થાએ છે કબી શરમ કબી ડર લાગે છે માટે જલદીથી નાડ જોવામાં આવે તો બરાબર હાલ માલમ થઇ શકવાનો નથી. વઇદ તથા રોગી બેહુએ ચુપ રહેવુ કોઇ વાત જોતી વખતે કરવી નહીં નાડ જોતી વખતે ઘણા માણશની ભીડ તથા ગડબડ અથવા કઇ ઠોકાઠોક પણ ન થવી જોઇએ. કારણ કે નાડ બદલાઇ જાએ છે ને નાડનુ જોવુ એક મોટી મતલબનુ કામ છે. નાડી શરીરમાં ઘણી જગાએ જોવામાં આવે છે પણ શર્વે કરતાં હાથ-

ની નાડ જોવાનુ ઘણા હકીમોનુ મત છે માટે હાથનીજ જોવી એમ નકી કરૂ છે. કારણ કે તેના ઘણા કારણો છે.

૧લુ—હાથ જલદીથી બાહાર કાહાડી શકાએ છે અને તે બાહાર કાડવામાં કઇ શરમ લાગતી નથી.

૨જુ—એ નાડની નશ બરાબર દીલથી નીકલેલી છે અને એ નશ માંશમા છુપેલી નથી.

૩જી—એ શરીઆન નશ કોઇની શાથે મલેલી વધારે વલગેલી નથી.

૪થુ—એ નશમાં રૂહ વધારે છે અને કલેજાનો હાલ એનાથી બરોબર માલમ પડે છે. **ફાએદો** જારે કે શકતાની બીમારી ઘણી જોર કરે છે તારે શઘળી નશો વેહતી બંધ પડે છે પણ એ શરીઆન બંધ પડતી નથી. જાણવું નાડનુ મોતેદીલ અને ઘેર મોતેદીલ બે તરેપર છે.

કીશમ પહેલી—હકીમને. લાજમ છે કે એકમીજાચ મોતેદીલવાલાનો ધાનમાં લે કે શારી હાલતમાં નાડ એની આવી રીતે ચાલતી હતી પછી નાડીના હાલપર ધ્યાન કરે કે એનાડી તે બરોબર છે કે નહીં અગર બરોબર છે તો મોતેદીલ અને તેથી ઉલટી છે તો ઘેર મોતેદીલ જાણે.

કીશમ બીજી—અગર હકીમે શારી હાલતમાં નાડ જોઈ હોએ ને કેફીઅત તેહની યાદ હોએ તો હાલ ચાલતી નાડમાં મેળવી જુવે એવી રીતે જોવાનો ચાલ હકીમ જાલીનોશ અને શેખલરઇશ એ લોકોએ પશંદ કર્યો છે અને બીજા હકીમોએ એમ ઠેરવ્યુ છે કે ચાર આંગળી એ નાડ જોવી અગર ચારે આંગળીની નીચે નાડ 'ચાલતી માલમ પડે તો મોતેદીલ છે નહીં તો ઘેર મોતેદીલ જાણવી. અગર નાહાના છોકરાની નાડ જુવે

તો આપણા આંગળાનો વીચાર લેવો નહીં પણ તેનાં આંગળા નો હીશાબ ધ્યાનમા લેવો જાણવુ કે નાડ બે તરે ફરે છે. એક **બસીત** બીજી **મુરકબ.** બસીત એને કેહેવી કે જે શરખી રીતે ચાલાજ કરે મુરકબ એને કહેવી કે જેના ચાલવામાં કંઇ તરે હરકત થાએ અને તે દશ રીતે ચાલે છે.

૧ **ઈનબીશાત**—ઇન્બીશાત એહને કહે છે કે નાડી હાથની તરફ ચાલે મને બુખારને દીલથી મટાડે એ ઈન્બીશાત-માં નવ તરે પેદા થાએ છે. શબબ એહનો એહવો છે કે હરેકને વાસ્તે ત્રણ ત્રણ રીતો છે તે લખી છે.

**૧ તોલ. ૨ અરીજ. ૩ અમીક.**

હવે તોલ એટલે લંબાઈ. અરીજ એટલે ચોડાઇ. અમી-ક એટલે ઘેહરાઈ હવે તોલ એને કહે જે પોંચાની તરફ માલમ પડે અમીક એને કહે જે હાથની આંગળી મુકેલી કરતા પણ વધારે માલમ પડે.

૨ નાડનુ કઉવત તથા નબળાઇ માલમ પડવા શારૂ અગર નાડી ઇન્બીશાતમાં જોતી વખત હકીમની આંગળી હા-થના માંશ ઉપર દબાવતા છતાં પણ ઉઠાવી નાખે તો એ નાડી મજબુત છે ને દીલના કૌવતની નીશાની બતાવે છે. અગર એ-વું નહીં હોએ તો તેથી ઉલટુ શમજવુ.

૩ હરકતના વખતમાં નાડ જલદી ચાલે અથવા ધીમી ચાલે તો તે ત્રણ તરેહપર છે.

૧ અગર ઉતાવલે નાડી ચાલે તો તેને **શરે** કહે છે. ને તેથી જાણવુ કે દીલમાં તાવનુ જોર છે.

૨ ધીમી ધીમી ચાલે તો તેને **તબનઈ** કહે છે. એ-

વી નાડ હોએ તો ખરોદત થવાની નીશાની છે.

૩ **મોતેદીલ** એટલે નહીં 'ઉતાવલી ને નહીં ધીમી એનાથી તાવની હરારત તથા ખરોદત બેહુપર શાધારણ અશર માલમ પડે છે. **શાએદા** ઈનકબાજીનુ બંધ થવુ ઘણુ કઠણ છે પણ ઇન્બીશાતી અને શરે હોએ અને ઇન્કબાજી તબઇ હોએ તો દીલને તાવના જોરથી ઠંડી હવાની ખાહેશ છે. અને ઇન્કબાજી હોય ને ઇન્બીશાતી તબઇ હોએ તો તાવના જોરથી તરશ બંધ કરવાની દીલને ઘણી જરૂર છે.

૪ **જમાનાશાહુનમાં** એટલે બે ફેરા ધડકતી નાડમાં જેટલો વખત જાએ તેટલા વખતમાં એકવાર ધડકે જો મોતેદીલથી થોડી ધડકે તો તેહેને **મતવાતર** કહે છે ને જો ઘણી ધડકે તો તેને **મતશાવત** કહે છે. મધ્યમ ધડકે તો **મોતેદીલ** કહે છે. **શાએદા** મતવાર નાડી ચાલે તો કુવત હેવાની કમ થઉ છે ને મત ફાવત ચાલે તો એથી ઉલટુ શામજવુ.

૫ **વજનમા** આંગળી મુકેલી જોરથી ઉચકી નાખે યા આંગળીની નીચે દબાઈ રહે અથવા બરાબર ચાલે તે ધાન શાખીને જોવું.

૬ **નાડીની ચાશણીના બીઆનમાં** નાડીની ચાશણી એહવી રીતે જાણવી કે નરમ અથવા શકત માલમ પડે. અગર નાડી નરમ હોએ તો રતુબતની કશર વધારે છે. અગર શખત હોએ તો મલનુ જોર છે અને ઘણુકરીને બોહોરાનની હાલતમાં શખત થઈ જાએ છે તે વખત મગનો વીચાર કરવો નહીં એ નાડી નરમ ને કઠણની વચમા છે તેને મોતેદીલ કહેવી તેથી મલ તથા રતુબત શાધારણ જાણવી.

૭ નાડીમાં જે ચીજ છે તેનુ બીઆન. જાણવુ કે ના-ડીની અંદર ખુન તથા રૂહ હેવાની છે તેની ત્રાણ કીશમ છે.

## ૧ મમતીલી ૨ ખાલી ૩ મોતેદીલ.

મમતીલી એને કહે છે કે મોતેદીલથી ખુન તથા રૂહ વધારે હોએ અને એ વાત ત્રાણ તરેપર છે. **એક** એ કે રૂહ અને ખુંન મોતેદીલ કરતાં બરાબર વધેલા હોએ. **બીજી** એકે ફકત રૂહ વધારે હોએ. **ત્રીજી** એકે ફકત ખુન વધારે હોએ. રૂહ વધારે હોએ તો નાડ ફુલેલી માલમ પડે ખુન વધારે હોએ તો નાડ નરમ માલમ પડે અને ખુંન તથા રૂહ બન્ને વધેલા હોએ તો બેહુ વાત થોડી થોડી માલમ પડે. નાડ ખાલી એહેને કહે કે મોતેદીલના કરતાં ખુન તથા રૂહ કમ હોએ.

૮ **મલમલશ** મલમલશ એને કહે છે કે નાડ ઉતાવલે ચાલે તે જલદીથી હાડમાં ગરમી અથવા શરદી તથા મોતેદીલનુ માલમ થવુ ઉતાવલી ગરમી રૂહને ખુનપર ધીમી ચાલે તો શરદી તથા બરોદતપર અને મોતેદીલ ગરમી અને શરદી ઉપર મોતેદીલ નાડી શારા માણશની હોએ છે.

૯ **ઉસ્તુવા** ઉસ્તુવા એટલે બધા અજુનુ એકઠા મળી જવુ. હકીમ લોકોની નજરમાં નાડીના ત્રાણ અજુ નકી કરેલા છે. **પેલુ** કે પાંતરીશ ઠપકા નાડીના એકજ રીતે માલમ પડે. **બીજુ** કે નાડ ચાર આંગળીની નીચે બરોબર ચાલે. **ત્રીજુ** કે એક આંગળી નીચે બરોબર ચાલે અગર ત્રણે ભરોશા પરમાણે નાડી ચાલે તો તેને **મસ્તવીહકીકી** કહે છે. અગર કઈ જુદી રીતે હોએ તો તેને મુખતલફહકીકી કહે છે.

૧૦ અગર એક હાલપર નાડી કાએમ રહે તો તેને

**મુખતલફ મુન્તજમ કહે છે.** એ નીશાની બગડેલા મીજાજની બતાવે છે અગર એક રીતપર નહીં ચાલે ને બદલ-તી જાએ તો તેને **મુખતલફ ઘેર મુન્તજમ કહે છે.** અને એ ઘણાજ બીગડેલા મીજાજની નીશાની બતાવે છે. "એ રીતે બશીત નાડોના દશ ભેદ પુરા થયા."

## મુરકબ નાડીનુ બીઆન.

૧ નાડીનુ નામ **ગજાલી** કહેવાએ છે. એની ચાલ હરણના બચ્ચાની જેવી છે અને તે હરારતપર નીશાની બતાવે છે. હરારત જીણા તાવને કહે છે.

૨ **મુતરકી** મુતરકી હથોડને કહે છે જેમ હથોડે એરણપર પડે છે ને એક ચોટ લાગીને બીજી ચોટ લાગે છે. એવી રીતે એક ચોટથી બીજી ચોટ નાડ પણ ખાએ છે એમ કે એક ચોટ આંગળા શાથે લાગીને પાછી હાથ ગમી લાગે છે.

૩ **જો અલીગરા** જો અલીગરા એને કેહે છે કે નાડી ચાલતા ચાલતા અટકી જાએ એહવી નાડી કઉવત કમ થવાની નીશાની બતાવે છે.

૪ **વાકે ફીઅલવસ્ત** મોતેદીલને કહે છે તે ઉતા-વળી પણ નહીં તેમ ધીમી પણ નહીં એ ઘણા તાવની નીશા-ની બતાવે છે.

૫ **મુનશારી** મુનશારી કઉવતને કહે છે તે પરમાણે ચાલે એવી ચાલની નાડી બે તરેપર ચાલે છે. **એક** માદામા-નો ખોરાક કાચો શરીઆનની નાડીમાં કરકરાર બોલે છે **અને** જાડા માદામા પાકેલો ખોરાક માલમ પડે છે ને નાડીની નશ

નરમ તો થોડા કઉવતની નીશાની બતાવે છે. કાચા ખોરાક વાલી નાડ શકત અને પાતલી માલમ પડે અને પેશાબ ચીકણો આવવાની નીશાની છે. **બીજુ** નાડી મુન્તશારીમા શોજો માલમ પડે તો છુપેલા અજુમા શોજો છે એમ જાણવું.

૬ **નાડી જાતુલજંબ** એ નાડી મરકબ છે બે તરેપર એક દાખલ બીજી ખારીજ જે વખત હારનો શોજો થાએ તે વખત નાડી દબાઈ જાએ છે. અને શરીઆન ખેચાએલા દોરડાની માફક માલમ પડે એ ઘણુ કરીને શરીઆન શાથે મેળ રાખે છે.

૭ **મોંજી** મોજી પાણીની લેહેરને કહે છે તે નાડ નરમ અને ઉલટી માલમ પડે છે તે એકવારે બેવાર ધડકતી નથી અને તે ફાલેજ તથા લખવા તથા ઘણો શોજો અથવા તાવમાં પરશેવો બંધ થઓ હોએ તથા દારૂ પીધો હોએ એવા વખતમાં મોજી નાડી થાએ છે.

૮ **દોદી** એની ચાલ ઘણીજ સુસ્ત અને ધીમી ચાલે છે તે ઘણાજ કમ કઉવતની નીશાની બતાવે છે.

૯ **નમલી** નમલી કીડીને કહે છે. જારે કીડીની ચાલપર મતવાતર ચાલે તો મોતની નીશાની છે.

૧૦ **જંબુલફાર** જંબુલફાર ઊંદરની પુંછડીને કહે છે એવી રીતે એક તરફથી જાડી બીજી તરફથી પાતલી ચાલે તો મોત જલદી આવવાની નીશાની છે.

૧૧ **મશલી** મશલી લોખંડના તખતાને કહે છે. તે બેહુ કીનારાપર પાતલી અને વચમા ચોડી માલમ પડે તો ઘણા કમ કઉવતની નીશાની છે.

૧૨ **મરતઅશ** મરતઅશ એટલે જે નાડીમાં કંપારી તથા આચકા માલમ પડે એને ખારીજ પણ કહે છે. એ નાડી ઘણીજ રદી છે.

૧૩ **મલતવી** મલતવી એહને કહે છે કે એક દારાને વળ ચડાવીને પછી મુકી દીધો હોએ એવી માલમ પડે એવી નાડી પણ ઘણી રદી જાણવી.

૧૪ **મતવાતર** મતવાર એવી ચાલે છે કે દારો ખેચેલો હોય એ નાડી પણ ઘણી રદી છે.

૧૫ **શાબીત** એ નાડ ઘણી ખેચાએલી છે અને તે જર્ક અને જબુલના રોગમા થાએ છે. ગોયા હરકત છે.

૧૬ **તશંનુજ** દોરી વાણીને બેહુ તરફથી ખેચી હોએ એવી માલમ પડે તો તાણ થવાની નીશાની છે જારે તાણ થાએ છે તારે બારીક પશીનો થાએ છે.

નાડી બઇરો કરતાં મરદની કવી મતફાવત એને ભારે માલમ પડે છે. છોકરાની નાડ નાનપણમાં મતવાતર માલમ પડે જેમ જેમ છોકરૂ મોટુ થાએ તેમ તેમ નાડી મોટી કવી ને ખરી થતી જાએ છે. નાડી ઘરડા માણશની જુવાન કરતાં નરમ ધીમી ને નબળી માલમ પડે છે. સબબ બલગમી મીજાજ થાએ છે માટે જેનો મીજાજ ગરમ હોએ તેની નાડ કવી અને જોરથી ચાલવાવાલી હોએ છે. ઠંડા મીજાજવાલાની શરીર કે તબઈ હોશે ખુસ્ક એટલે સુકા મીજાજવાળાની નાડી બારીક અશલથી થાએ છે. ફાલેજના મરજમાં અડધુ અંગ ગરમ ને અડધુ અંગ ઠંડુ રહે છે તેમ નાડી પણ અડધી ગરમ ને અડધી ઠંડી રહે છે. અને નબળા પાતલા માણશની નાડી અજીમ તબઇ હશે અને મોટુ બંદન માંશના જોરથી હોએ તો નાડી કઉવતદાર ઘણી

હશે. ગરભવંતીની નાડીની ચાલ ભારે મતવાતર ને ઉતાવળી ચાલે મીશલ ગરભ ધરતા પેલાં કઇ ભારે માલમ પડતી નથી. પણ હમેલના ભારથી કઉવતમાં નુકશાન થાએ છે. શીઆલુ અનાજ પાકે તે વખત મોતેદીલ મુલકમાં નાડી કવી અને મોતેદીલ થાએ છે ફશલ ગરમ અને શેહેર ગરમમાં નાડી શગીર અને જઇફની વચમાની મતવાતર થાએ છે. ફશલ શીઆલુ અને જે દેશમા હવાનુ જોર ઘણુ હોએ તાહા નાડી જઇફ તથા મુખતલફ થાએ છે પણ ગરમ મીજાજવાળાની નાડી તાહાડની મોશમમાં કવી થાએ છે. ઉંઘશરૂ થાએ તેવારે નાડી જઇફ થાએ છે ખાધુ પચવા પછી ઊંઘ આવતી વખત જુવે તો નાડી કવી અને ઊંઘી ઉઠયા પછી જુવે તો અઝીમ અને કવી ઘણુ શુવે તો શગીર અને જઇફ અને ભુખો સુવે તો શગીર અને મતફાવત થાએ છે. મોતેદીલ ઊંઘવાળાની નાડી પેʼલી અઝીમશરે અને પાછલથી પોતાની હાલતપર આવે છે. ઊંઘેલા આદમીને એકદમ આણચીંતો ઉઠાડીએ અથવા બીવડાવીએ તો નાડી જઇફ થઇ જાએ છે પછી અઝીમ પછી પોતાની અશલ સુરતપર આવી જાએ છે. ખાણુ ખાવાથી નાડ અઝીમ અને શરે થાએ છે. રોજના કરતા થોડુ ખાવાથી નાડ નાકઉવત જેવી થાએ છે. જારે કોઈ જગાપર શોજો શરદીનો હોએ તાહારે નાડી મુનશારી મરતઅશ શરે અને મતવાતર થાએ છે. શોજો નરમમાં મોઝી શોજાબાદીમાં બુતી શોજા પાકેલામા નાડી મુનશારી થાએ છે. શોજાની શરૂઆતમાં નાડી અઝીમ શરે મતવાતર અને કવી થાએ છે. જેમ જેમ શોજાને ઘણા દીવશ થાએ તેમ તેમ પાતલી જીણી ને ચોહોટેલી માલમ પડે છે. માણશને ખુશીની વખતે નાડી અઝીમ મતફાવત અને દુખની વખતે શગીર અને

જઈફ થાએ છે. ઘણા ધાકની વખતે એટલે એમ કે ઘણા માણશ મરવાનો શંભવ ચાલતો હોય તેવા વખતમાં નાડી મરતઅશ મતવાતર અને ભારે ખીજવાએલા અને ગુશાવાળા માણશની નાડી શરે અને મતવાતર થાએ છે.

---

## હવે રોગમાં નાડીનુ ચાલવું.

શરશામ હારમાં શગીર અને જઈફ તાવના જોરમાં અઝીમ અને મતવાતર શરશામ બારદ તથા જનુનમાં મતફાવત બુતી અને મોજી થાએ. સુદા હારમાં શરેમતવાતર સુદા બારદમાં મતફાવત તથા બુતી ગાંડા પણામાં શરે અને કવી અને આખરમાં શગીર બને જઈફ. ફાલેજમાં મોજી જઈફ લખવામાં અગર ઇસ્તીસ્કા હોએ મતફાવત જો તમદુદ હોએ તો વલગેલી એપરમાણે રોગો તપાશતાં જેમ બને તેમ તરકશક્તી વાપરવી. "એ પરમાણે ઉરદુ ભાશાની કીતાબથી નાડી પરીક્ષા પુરણ".

---

## અથ શ્રી હીંદુ શાસ્ત્ર પ્રમાણે નાડી પરીક્ષા.

રોગીની નાડ વૈદ જોવી તે ફરી ફરી ત્રણવાર પકડવી ને મુકી દેવી નાડ ત્રણ આંગલીએ જોવી તે મંદ મધ્યમ અને તીવૃ એ પ્રમાણે ત્રીદોશના લક્ષણ જાણવા. વાયુ, પીત, કફ એ ત્રણ દોશ તથા દ્વંદજ એટલે વાતપીત, પીતવાયુ, પીતકફ, કફવાત અથવા ત્રણે દોશ મલેલા હોએ તો શનીપાત રોગી શાધ્ય અશાધ એની જુદી જુદી સમજ શહુ નાડીથીજ માલમ પડે છે શર્વ દેહની શાક્ષી ભુત એહવી અગુંષ્ટની મુલમા નાડ છે. તેની ચેષ્ટા શારી રીતે જાણવાથી રોગીના સુખ દુખ શમંધી જ્ઞાન

થશે. અસ્ત્રીની નાડ ડાબે હાથે તથા ડાબે પગે જોવી એહવો શાસ્ત્રનો શંપ્રદા છે. પછી તો પોતાના અનુભવ પ્રમાણે ઘણી બારીકીથી ધ્યાન દઇ બરાબર પરીક્ષા કરવી. જેમ રત્નની પરીક્ષા અભ્યાશે કરીનેજ થાએ છે તેમ નાડી પરીક્ષા પણ અભ્યાશેજ વધે બીજે ઉપાએ થાએજ નહીં.

---

## હવે નાડીની ચાલ.

વાયુની નાડ અંગુઠાના મુલ પાશે જાણવી. મધ્યભાગે પીતની નાડી જાણવી અંતભાગે એટલે હાથ ગમી છેલી કફની નાડી જાણવી. સાપ તથા જલોની ચાલે ચાલે તો વાયુ રોગ જાણવો કાગડા તથા દેડકાની ચાલ ચાલે તો પીતનો રોગ થઓ છે. હંશ કપોત મોર એની ચાલે ચાલતી હોએ તો કફ પ્રકોપ થઓ છે. વાયુ અધીક હોએ તો અંગુઠા પાશે વૈદની તીર્જની આંગળી નીચે પીત અધીક હોએ તો મધ્યમા આંગુલી નીચે ધબકતી હોય કફ અધીક હોએ તેવારે ત્રીજી આંગળી નીચે નાડી માલમ પડે શાપ તથા દેડકાની ચાલે ચાલતી તીરજની તથા મધ્યમાં આંગળીની નીચે માલમ પડે તો વાયુ પીતાનો પ્રકોપ થઓ છે. શાપ તથા હંશ બેહુ ચાલે ચાલતી તીરજની તથા અનામીકા આંગળીની ને વાંકી અને મંદગતીએ ચાલે તે વાતકફ પ્રકોપ જાણવો. દેડકો તથા હંશ એ બેહુ ગતીએ મધ્યમા તથા ત્રતીઆ આંગળી નીચે વહે છે તે પીતકફ પ્રકોપ જાણવો. સુથાર જેમ અતી વેગે લાકડું વેહરે ને વળી રહી જાએ તે પરમાણે નાડી ત્રણે આંગળીની નીચે માલમ પડે તો શનીપાત જાણવો. જે રોગીની નાડી એકજ જગાએ શરખી ત્રીશ વખત

માલમ પડે તો રોગી જીવે જે નાડી રહી રહીને વહે છે તે રોગીના પ્રાણનાશક નાડી જાણવી.

## અથ નાડીના અસાધ્ય લક્ષણ.

જે નાડી હલવે હલવે સીથલ સીથલ વ્યાકુલ વ્યાકુલ અને રહી રહીને ઘણીજ ઝીણી જરાકમાં અંગુઠાની મુળમાં અને જરાકમાં હાથમાં એવા ઘણા પ્રકારથી પોતાનુ સ્થાન મે'લીને વહેવા માડે છે તે નાડી મોતની લાવનારી છે એમ નકી જાણવું. પે'લી કપોતગતીએ ચાલે તે ચાલતથા વાયુ તથા કફમાં ચાલતી દેખાએ અને પોતાની જગા છોડીને વારે વારે અનેક તરે ચાલે કદી ઘણી ઉતાવળી કદી ઘણી મંદ એવી નાડી ચાલે તો રોગી અશાધ્ય જાણવો. ગંભીર નાડી અશાધ્ય તાવના જોરમાં નાડી ઘણી ઉની અને ઉતાવળી હોએ છે. કામાતુર તથા ક્રોધીની નાડી ઘણી ઉતાવળે ચાલે છે. ચીન્તાતુર તથા ભયભીતની નાડી ક્ષીણ ચાલે છે. અને મંદાગ્ની તથા ક્ષીણ ધાતુવાળાની નાડી ઘણી મંદ ચાલે છે. જે નાડ લોહીએ કરીને પુર્ણ હશે તે ઉની અને જડ માલમ પડશે. આમવાળાની નાડ જડ. અગની જેનો કાયમ છે તેની નાડ હલકી. ભુખ્યાની નાડ ચપળ અને જમેલાની સ્થીર માલમ પડશે. જે નાડી કાંપે તથા જરાક હાલે અને નહી શરખી દેખાએ ફરી ચાલતી માલમ પડે તેને અશાશાધ્ય જાણી વૈદ છોડવી. જે રોગીની નાડી ઘણુ કરીને સ્થીર હોએ અને કોઇકવાર વીજલીની તરેહ ચમકારો કરતી ચાલે તો બીજે દીવશે મોત આવશે. જે રોગીની મલના દોશની નાડી ઉતાવલે વહે છે અથવા સીત લાગે તે રોગીનુ બીજે દીવશે મૃ-

ત્યુ જાણવું. વાયુની નાડ ઘણી ઉતાવળી વહે અથવા શીતલ વહે અને શરીરે ચીકણો પરશેવો આવે તો તે રોગી શાત રાત્રી જીવશે. જે રોગીનુ શરીર ઠંડુ અને મુખથી ઘણો સ્વાશ ચાલે નાડી તીવ્ર અને દાહ યુક્ત હોએ તો તે રોગી પંદર દીવશ જી-વીને પોતાનુ આવરદા પુરૂ થએ જમપુરે જશે. જે રોગીને મુ-ખથી નાડ માલમ પડે નહી અંતરે સીતલ બાહારથી સુકી મંદ મંદ વહે તે રોગી ત્રણ રાત્રી જીવશે. જે રોગીની નાડ ઘણી વગેવાલી તથા ઘણી સુક્ષમ અને શીતલ વહે તે રોગી ક્ષીણ આયુર્દાના છે. રોગીની નાડી વીજલીની પઠે અને તરેવાર રીતે ચાલે કીંવા નહીં જેવી દખાએ તો તે રોગી અશાધ્ય જાણવો. જે રોગીની નાડી વાંકી શાપને આકારે અને ઘણી વેગ શહીતે ચાલે ને ગળુ કફ કરી પુરાએલુ હોએ તો તેનુ જીવવુ કઠણ છે. જે રોગીની નાડી કાંપવાવાળી ચંચલ અને નાસીકાના સ્વાશો સ્વાશ પ્રમાણે ચાલે અને શીતલ લાગે તો તે રોગી એક પોહોર જીવે. જે રોગીની નાડી ત્રીદોસ યુક્ત ઘણી વેગમા ચાલતી હોએ અને બપોરે અગની જેવો તાવ આવે તો તે રોગી એક દીવશ જીવે બીજે દીવશે મૃત્યુ પામે. જે રોગીની નાડી પગેજ દખાએ હાથે બીલકુલ દખાએજ નહીં અને જેનુ મોઢુ ખુલ્લુ રહે તેને વૈદ તરતજ છોડી દેવો. જે રોગીની નાડીમાં વાયુ પીત કફ ત્રણે દોશ શાથે માલમ પડે તે નાડી ઘણી મેહેનતે શાધ્ય થાએ અથવા નહીં પણ થાએ એવુ ઘણા કુશલ વૈદાનુ કહેવુ છે.

---

## અથ વાતાદી તાવોની નાડી લખી છે.

વાયુનો તાવ હોએ તો નાડી વાંકી ચંચલ હોએ ને હાથ

લગાડે તો ઠંડી દેખાય. પીતનો તાવ હોએ તો ઘણી ચપલ અને શરલ માલમ પડે છે. કફનો તાવ હોએ તો નાડી સ્થીર સીત સ્નીગ્ધ માલમ પડે. વાયુ પીતનો તાવ હોએ તો વાકી ચંચળ અને કઠણ દેખાએ. કફ વાયુના તાવમાં નાડ મંદ અને થોડી માલમ પડે છે. પીત કફના તાવમા નાડી ઝીણી સ્થીર સીતલ દેખાએ છે. જેની નાડી હંશગતી અથવા હાથીની ચાલ માલમ પડે અને મુખ આનંદી દેખાએ તો શદા આરોગ્યતા જાણવી. "ઈતી શ્રી નાડી પરીક્ષા શમપુરણ સમાપત થઇ છે."

# રમુજ આઠમી.

## મુત્ર પરીક્ષા.

નાડી પરીક્ષા કર્યા પછી મુત્રની પરીક્ષા કરવી. મુત્રની પરીક્ષાથી શરવ રોગ ખુલાજ માલમ પડે છે.

## મુત્ર જોવાનો વખત.

પાછલી ચાર ઘડી રાત રહે તારે રોગીને ઉઠાડીને કાચનાં વાશણમાં મુત્ર એકઠું કરાવવુ અને તે સવારે સુરજ ઉગતી વખતે જોવું.

## મુત્ર જોવાનો પ્રકાર.

રોગીનુ પે'લીધાર તથા પાછલી ધારનો પેશાબ જવાદેવો વચલો પેશાબ લેવો અને તેથી રોગનુ નીદાન જાણી હીતકારી ઔશડની યોજના કરવી. રોગીનુ મુત્ર વાયુના વીકારે ઘોલુ.

કફ વીકારે ફેણ શહીત. પીત વીકારવાળાનુ પીલુ લાલાશ શહીત. બે દોસ મલ્યા હોએ તો મીશ્ર વરણ, શનીપાતવાળાનુ કાલુ મુત્ર થાય છે.

---

## બીજો પ્રકાર.

રોગની શારી રીતે પરીક્ષા કરવી હોએ તો પે'લાંનુ રાખેલુ મુત્ર લઇ તેમાં ઘાશની શલીએ કરીને તેલનો એક છાટો નાખવો તે નાખેલુ ટીપું પશરી જાએ તો રોગી શાધ્ય છે. અને પશરે નહીં તો કષ્ટ શાધ્ય જો તલે જઇ બેશે તો અશાધ્ય જાણવો. એવો નાગાર્જુનનો મત છે. રોગીનુ મુત્ર વાયુના રોગમાં કઇક નીલ વરણ તથા રૂક્ષ પીતના રોગમાં તાંબુલ વરણ તથા પીલા રંગનુ અને તેલ શરખુ. કફ પ્રકોપમાં ધોળુ પાણી શરખુ અને લોહી વીકારવાળાનુ ઉનુ ચીકણુ અને લાલ વરણે હોએ. જેનુ અંન બરાબર પચે નહીં તેનુ મુત્ર માહાલુંગાના ફલના રશ શરખુ કીંવા પાણી શરખુ કીંવા સુખડ શરખુ હોએ છે. અજીરણ શમંધી રોગ થઓ હોએ તેનુ મુત્ર ચોખાના ધુવાણ શરખુ અને નવજવરમાં રંગે ધુમાડાના પાણી શરખુ હોએ ને તે ઘણુ હોએ. પીત વાયુના રોગમાં ધુમ્ર વરણ ઉનુ પાણી જેવુ વાયુકફના રોગમાં ધોલુ પરપોટા શરખુ કફ પીત વીકારમાં લાલ અને ઘાઢુ અજીર્ણ જવરમાં લાલ અથવા પીલુ મળેલુ અને શનીપાત થઓ હોય તો શર્વ રંગ મળ્યા જેવુ દખાએ. આગળ કહ્યા પરમાણે મુત્રમાં નાખેલો તેલનો છાટો પુરવ દીશા ભણી જાએ તો તે રોગી વેહેલો શારો થાએ દક્ષીણ દીશાએ જાએ તો તાવ છે એમ જાણવું. અને તે રોગી ઓશડ કરવાથી શારો થશે. જારે ઉતર દીશા તરફ જાએ તો રોગી આરોગ્ય એટલે શારોજ

છે એમાં શંશય નહીં. જારે પશ્ચિમ દીશા ભાણી જાએ તો રોગી શારો થશે એમ જાણવુ. જારે તેલનો છાંટો ઈશાન દીશા તરફ જાએ તો રોગી એક મહીને મરે. જો અગ્ની દીશા તરફ જાએ તો રોગી એક મહીને મરે. અને જારે નૈરૂત દીશા તરફ જાએ ને તેમાં છીદ્ર પડે તો તો થોડા દીવશમાં રોગી મરાણ પામે. જો વાવ્ય દીશા તરફ જાએ તે રોગી શાધ્ય દેખાય તોપણ જીવે નહીં. પેશાબમાં નાખેલા તેલનો નગારાં હળ, દાબડો, માણશના ધડ, તોડેલા હાથ, પગ, સસ્ત્ર, તલવાર, મુશલ પટ્ટા, બાણ, દાંડા એમાનો કોઈ પાણ રીતનો આકાર થઇ જાએ તો તે રોગીને વૈદ ઓશડ આપવુજ નહીં કારણ કે તે તો જમદ્વારે જવાનો છે. જ્યારે તેલ બીંદુ હંશ તલાવ કમલ હાથી છત્ર તોરણ બંગલો એમાનો કોઈપણ આકાર થાએ તો તે રોગીને નીશ્ચે શારૂ થશે. જારે તેલનાં ટીપાંને નાખતાજ ચાલણીની પઠે છીદ્ર પડી જાએ તો તેને પોતાના કુલનો ભુત પ્રેતાદીક રોગ છે એમ જાણવું. જો તેલના બીંદુનો આદમીના જેવો આકાર અથવા બે માથાનો આકાર થાએ તો તેને ભુત દોશ છે એમ નકી જાણવું. તેલ બીંદુ વાયુના વીકારે શાપને આકારે થાએ. પીતને વીકારે છત્ર શરખો થાએ અને કફ વીકે મોતીના દાણાને આકારે થાએ એવુ નકી જાણવું. એ પ્રમાણે તરકશાકતીએ ઘાણી બારીક બુધ્ધીથી રોગ પરીક્ષા કરવી. "ઇતિ મુત્ર પરીક્ષા શમપુરાણ થઇ છે."

---

## અથ મલ પરીક્ષા.

મલ, વાયુના રોગોમાં તુટેલો ફેનશહીત, રૂક્ષ, ધુમ્રવર્ણ

અને વાત કફ વીકારમા પીલો તાંબુલ વર્ણ હોએ છે. પીત વાયુના વીકારમાં મલ તુટેલો પીલો કાલા મટોડા શરીખો કફ પીતમાં પીલો કાલો અને ચીકણો થાએ છે. ત્રીદોશમાં મલ કાલો તુટેલો પીલો મટોડા શરખો શફેદ જાણાએ છે. દુરગંધ અને સીથળ મલ અજીરાણવાળાનો હોએ છે. વાયુના રોગના લક્ષણ થાએ તારે પીલો ગાંઠા શહીતે મલ હોય છે. જલંધરમાં મલ ધોલો દુરગંધ શહીતે હોએ છે. મલ ક્ષયી રોગમાં કાલે વરણે અને કમરની વેદના યુક્ત આંમવાયુમાં પીલો રંગ. થાએ છે. ઘણો ધોલો અથવા ઘણો કાલો તેમજ પીલો કીંવા અરૂણ વર્ણ હોએ ને ઘણોજ ઉન્હો હોય તો મોતનુ મોં દેખાડનારો છે. મલ વાયુનો કાલો પીતનો પીલો કફનો ઘોલો હોય છે. મલ અજીરણમાં કાચો અને સારી પક્રતીમાં પાકો હોય. તીક્ષણ અગનીવાળાનો મલ ગાઠેલ હોય છે. મંદાગ્નીનો મલ પાતલો અને દુરગંધ તથા ચકચકીત મલ થઓ હોએ તો રોગી અશાધ્ય જાણવો. મલ દુરગંધ કાલો કીંચીત લાલ ધોલો અનેક વરણે શહીત માંશના જેવો એવો મલ થાએ કે તે રોગી મરે છે અજીરણમાં તુટેલો શીથીલ અને વારંમવાર મલ થાએ છે. એ પ્રમાણે વૈદો એ થોડાક લક્ષણ મલ પરીક્ષા ને હેતુ કહ્યા છે.

---

## અથ જીભ પરીક્ષા.

જીભ વાયુમાં ઠંડી અને ખરખરીત ફુટેલી એહવી હોય છે અને પીતરોગમાં લાલ વરણ તથા કાલી અને કફ પ્રકોપમાં ધોલી અને ચીકણી શનીપાતમાં કાલી તથા કાંટા જેવી સુકી હોય છે. અને દ્વંદજ મધ્યે દ્વંદજ રૂપ હોય છે. જીભ વાયુમાં

ભાજીના પાંતરા શરખી લાલ રૂક્ષ અને ફુટેલી. પીત પ્રકોપમાં લાલ વર્ણ તથા કાલે વર્ણે કફ પ્રકોપમાં ચીકણી તથા ધોલી ત્રીદોશ પ્રકોપમાં શેકાઇલી અથવા દાઝેલા સરખી ખરખરીદ તથા કાલી બેદોશ મીશ્રીતમા મીશ્રીત લક્ષણે યુક્ત થાએ છે. ઇતી જીભ પરીક્ષા.

## શબ્દ પરીક્ષા.

કફ રોગે સ્વર મોટો પીતરોગમાં સ્પષ્ટ બોલે અને વાયુમાં બેહુ લક્ષણથી જુદો એટલે ઘરઘર બોલે.

## અથ સ્પરશ પરીક્ષા.

પીત રોગીનો ઉન્હો સ્પર્શ વાયુના રોગે સીતળ કફ રોગે ચીકણો સ્પર્શ અને શન્નીપાતવાળાનો શર્વ લક્ષણે યુક્ત જાણવો.

## અથ નેત્ર પરીક્ષા.

વાયુના વીકારમાં આંખ રૂક્ષ થોડી લાલ અને તટળેલી હોએ છે. પીત વીકારમાં હલદ શરખી કીવાલાલ અથવા રાતે નહીં સુજવાના રોગો થાય. કફ વીકારમાં ચીકણી પાણીએ ભરેલી ધોલી અને તેજહીન હોય છે. એમ જાણવું.

## અથ ત્રીદોશ નેત્ર.

આંખ બે દોશ મળેલે વીકારે દેખાય તો બે દોશ લક્ષણ જાણવો અને વાયુ પીત કફ એ તરણે રોગના એકઠા લક્ષણ

માલમ પડે તો તે રોગી મરે. જે રોગીનુ એક આંખ ઉઘાડી વીકાલ અને વાંકી દુસરી બંધ અને પોતાની આંખે ભયંકર વસ્તુ દેખે એવી આંખવાળાને શારૂ થવાનુ નથી. એક આંખ ચેતના રહીત અને તેમાં ભ્રમે કરીને બારીક નશો ફરકે તો તે રોગી એકજ રાત્રી જીવીને ખચીત પરલોકે જસે. જેની એક આંખ બંધ ને બીજી ઉઘાડી ને ભયંકર દેખાએ તો તે રોગી ત્રણ દીવશમાં જમને ઘેર જશે એ નકી જાણવું. જે રોગીની આંખ તેજથી હીણ અને જરા કાલાશપર માલમ પડે તો તે રોગી જમને ઘેર જાશે. જેની આંખો રાતી કાલાશપર ને ભયંકર દેખાએ તો તે રોગી નીશ્ચે મરે. ઇતી નેત્ર પરીક્ષા.

## અથ મુખ પરીક્ષા.

મુખ વાયુનુ મધુર પીતનુ કડવુ કફનુ મધુર અને ખટાશ શહીત. ત્રીદોશે શર્વ લક્ષણે શહીત. અજીર્ણે ઘીઇના સરખુ. અગનીમાંદમા તુરટ રહે છે.

## અથ રોગી પાશે જતી વખત વઇદે લગ્ન સુદ્ધી જોવાનો પ્રકાર.

વૈદ રોગી પાશે જાએ તેવારે જે લગ્ન હોએ તે લગનથી પેહેલો ચોથો શાતમો દશમો એ કેદ્રંસ્થાન કહેવાએ. તે સ્થાને સુર્ય હોએ તો ઘણા વેગ શહીત તાવમાં રોગી છે એમ જાણવું. ચંદ્ર હોએ તો કફ વાયુ, મંગલ હોય તો લોહી વીકાર, બુધ ગુરૂ શુક્ર હોય તો રોગી રોગથી મુક્ત છે એમ જાણવું. શની કેંદ્રે હોએ તો દુખાણાનો વ્યાધી છે. રાહુ તથા કેતુ કેંદ્રી હોય તો

